# પુષ્ટિમાર્ગનો ઇતિહાસ

તથા

## વૈદિક ધર્મના સિદ્ધાંતો સાથે પુષ્ટિ માર્ગના સિદ્ધાંતોની તુલના.


રચનારઃ—

સ્વર્ગવાસી ઠક્કર **લીલાધર હરિ.**

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,

**રા૦ વલ્લભદાસ રણછોડદાસ.**



**મુંબઈ:**

આ પુસ્તક નટવરલાલ દામોદરદાસ પરીખે, ધી "હિંદુસ્થાન" પ્રેસ, બેંક સ્ટ્રીટ, કોટ મધ્યે છાપ્યું છે.

**પ્રથમાવૃત્તિ—સં૦ ૧૯૪૬. ઇ. ૧૮૯૦.**

**દ્વિતીયાવૃત્તિ—સં૦ ૧૯૭૫. ઇ. ૧૯૧૯.**

**મુલ્ય રૂ. ૦-૧૨-૦.**

विद्या यस्य सनातनी सुविमला, दुःखौघविध्वंसिनी ।
वेदाख्या प्रथितार्थ धर्म सुगमा कामस्य विज्ञापिका ॥
मुक्तानामुपकारिणी सुगतिदा, निर्बाधमानन्ददा ।
तस्यैवानुदिनं वय सुखमयं भर्गः परं धीमहि ॥ १.

यस्माज्जातमिदं विश्वं यस्मिंश्च प्रतिलीयते ।
येनेदं धार्यते नित्यं तमानन्दमुपास्महे ॥ २.

## નિવેદન.

આ પુસ્તકની મૂળ કૃતિ આશરે ત્રીશેક વર્ષપર વિસ્તારી સ્વરૂપમાં રા. દામોદરદાસ સુંદરદાસ તરફથી પ્રગટ થઇ હતી. જે કાળે કેળવણીને પ્રતાપે સુધારાની નવીન ભાવનાઓ દેશનાં ઉદય પામી હતી, ધર્મરંગની જોસભરી ચર્ચાઓ થતી હતી, અને પરિણામે જનસમાજમાં સદસદ્ વિવેક કરવાની શક્તિ તથા વૃત્તિ વધતી જતી હતી તે વખતે એનું પ્રકાશન થયું હતું. કેટલાએક મિત્રોની આગ્રહપૂર્વક ઇચ્છાનુસાર ફરીથી પ્રગટ કરવું ઉચિત ધાર્યું છે.

મૂળની કૃતિ સમયાનુસાર વધુ વિસ્તારી તેમજ બનાવોને હકીકત વાળી હતી. આ લઘુ પુસ્તકમાં તેનો સાર સંગ્રહી વધુ પડતો ભાગ ઓછો કરવામાં આવ્યો છે; એમ કરવામાં કેટલેક સ્થળે મૂળના આશયને કાયમ રાખી પ્રસંગોપાત ફેરફાર કરવામાં આવ્યો છે.

ધર્મભાવના મનુષ્ય જીવનમાં કોઇને કોઇ રૂપે રહેલી હોય છે. આર્યાવર્તમાં પ્રાચીન વેદકાળના ધર્મ વિચારો બહુ મોટે ભાગે લોકમાન્ય છે. આ સંપ્રદાય અને એ પ્રાચીન વિચારો વચ્ચે કેટલું અન્તર છે એ જણાવવાના મૂળ કૃતિના હેતુને વળગી રહી આ પુસ્તક પુનઃ પ્રગટ કર્યું છે.

પરંપરાએ પ્રાપ્ત થતા આચાર્યપદનો પ્રભાવ અને ગુરૂના ગુરૂત્વાકર્ષણનાં તેજ અનુયાયિ અને સેવકોપર જાણ્યે અજાણ્યે પડયાં વિનાં રહેતાં નથી. લોકજીવનની આત્મિક, નૈતિક, ને એવી એવી સંસ્કૃતિના ઉત્કર્ષ અપકર્ષ ઘડવામાં એની અસરો બળવાન પણ નીવડે છે. જ્યાં જ્યાં આમાં એ જીવનલીલાનું રેખા દર્શન કરવામાં આવ્યું છે, ત્યાં તટસ્થ વૃત્તિ અને અપક્ષ દૃષ્ટિથી સંપ્રદાયોક્ત પુસ્તકોમાંથી મોટે ભાગે સંગ્રહ કરાયો છે. ઔષધની કટુતા ગુણના પ્રમાણમાં અંકાય છે. કાલના ઉદરપટમાં સર્વ કંઇ સમાય છે. અને આરોગ્ય પ્રાપ્ત થતાં કટુતાનું વિસ્મરણ થાય છે. ક્ષમાની આટલી નમ્ર પ્રાર્થના સ્વીકારી, સુજ્ઞવાચક વિચારક, કે જીજ્ઞાસુ સજ્જન વાંચશે તો સારાસારની તુલના કરવા યોગ્ય

ઘણું મળી શકશે, એવી આશા છે. ધ્યાનમાં રાખવાનું તે એટલુંજ કે સત્યશોધનમાં અહંતા મમતાત્મક દૂરાગ્રહ ને રાગ દ્વેષાત્મક અનિષ્ટ વૃત્તિ વર્જ્ય છે.

દોષરહિત કૃતિ મનુષ્યને અશક્યવત છે. ઘણાયે દોષ રહ્યા છે. અને છપાતાં થયલી ઘણીક ભુલોનું શુદ્ધિપત્ર હોત તો ઠીક, પણ બની શક્યું નથી. સુજ્ઞ વાચકજન ઉદારતાથી નભાવી લેશે એવી આશા છે. એમ છતાં લેશ પણ દ્વેષમૂલક વૃત્તિ નથી રાખવામાં આવી એવી વાચકને નમ્રવિનંતી કરવાની છે. અંતમાં મ્હારા ધર્મશીલ વૃત્તિના ઉદાર મિત્ર રા. રણછોડદાસ ભવાનની આ પુસ્તક પ્રસિદ્ધિમાં વારંવાર ઉપયોગી સૂચનાઓની સહાય મળી છે, તેમજ રા. મોતિલાલ ત્રિભુવનદાસ દલાલ હાઈકોર્ટ વકીલ એમના તરફથી ઘણી કીંમતી મદદ મળી છે એ વાતનું વિસ્મરણ થઈ શકે એમ નથી.



निन्दन्तु नीति निपुणा यदि वा स्तुवन्तु,
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्;
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा,
न्याय्यात्पथः प्रविचलंति पदं न धीराः ॥ १ ॥

# પુષ્ટીમાર્ગ.

## સંપ્રદાયનો ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### વલ્લભાચાર્યનો જન્મ અને ઇતિહાસ.

વલ્લભાચાર્યના સાંપ્રદાયિક ગ્રંથો જોતાં જણાય છે કે, તૈલંગ દેશના કાંકરવાડ ગામમાં યજ્ઞનારાયણ ભટ્ટ નામે યજુર્વેદી, તૈત્તરીય શાખી ભારદ્વાજ ગોત્રી વેલનાડી જાતનો બ્રાહ્મણ હતો. આ બ્રાહ્મણ અગ્નિહોત્રી હતો, અને તેણે સોમયજ્ઞ કરવાનો પ્રારંભ કર્યો હતો. ઉક્ત ગ્રંથમાં એક સ્થળે કેવળ અશાસ્ત્રીય, પ્રમાણશૂન્ય તેમજ કલ્પિત એવું કથન કરવામાં આવ્યું છે કે, જે એકસો સોમયજ્ઞ કરે તેને ત્યાં ભગવાન અવતરે. હવે નારાયણ ભટ્ટના સમયથી શરૂ કરવામાં આવેલા સોમયજ્ઞ લક્ષ્મણ ભટ્ટના સમયમાં પુરા થયા એટલે ઉપરને હિસાબે તેમને ત્યાં વલ્ભાચાર્ય થયા તે ભગવદવતાર થયા એમ બંધ બેસાડયો. અહીં આપણે આ લક્ષ્મણ ભટ્ટ સંબંધી કંઇક જાણવાજોગ રસિક વૃતાંત આગળપર કરવાનું રાખી, બીજી દ્રષ્ટિએ કેટલુંક વિચારીશું કે, સોમયજ્ઞ એ તે શું કંઇ ભગવાન, પરમાત્મા, પેદા કરવાનું, ઉત્પન્ન કરવાનું યંત્ર છે? જો એકસો સોમયજ્ઞ કરવાથી ભગવાન અવતાર ધારણ કરતા હોય તો રાજા, મહારાજા, અને શ્રીમંતો એકસો તો શું પણ તેથીયે અધિક યજ્ઞ કરાવી પોતાને ત્યાં પ્રભુ અવતાર પામે એવું કરે, અને આવાઓને ત્યાં તો પેઢી દર પેઢી પ્રભુજ અવતર્યા કરે. આ કલ્પનાજ કેવળ હાસ્ય-જનક લાગે છે એટલુંજ નહીં, પણ એથીયે વધુ વિચીત્ર તો એ લાગે છે કે. એકથી અનેકજન જો સો સો યજ્ઞ કરે તો એક ભગવાન કોને કોને ત્યાં અવતાર ધારણ કરે? શું એક અખંડ ભગવાન તે કટકે કટકે અવતરશે?

વધુમાં જણાવવામાં આવે છે કે, યજ્ઞનારાયણ ભટ્ટ શ્રુતિનો અવતાર હતો, પણ આમાંયે અસંભવ દોષ છે. જો શ્રુતિ અવતાર ધારણ કરે તો એનું રૂપ જે શબ્દ માત્ર છે તે પૃથ્વીપર ન રહેવું જોઇએ. શું શ્રુતિના અવતારનું વર્ણન કોઇપણ શાસ્ત્રીય ગ્રંથમાં છે ? ખુદ શ્રીમદ્ ભાગવત્ જેને સંપ્રદાયિઓ પરમ પવિત્ર ગણે છે તેમાં પણ આ નવીન અવતાર સંબંધી કશો ઉલ્લેખ જોવામાં આવતો નથી.

## લક્ષ્મણ ભટ્ટની જીવન લીલા.

હવે લક્ષ્મણ ભટ્ટ કોણ તે જોશું. યજ્ઞનારાયણનો પુત્ર ગંગાધર ભટ્ટ, તેનો ગણપત ભટ્ટ, અને ત્હેનો શ્રેષ્ઠ એવો વદદર્ભ નામનો પુત્ર થયો અને આ વદદર્ભના પુત્ર તે આ સાંપ્રદાયિક વસુદેવના અવતારરૂપ લક્ષ્મણ ભટ્ટ. આ લક્ષ્મણ ભટ્ટનું ચરિત્ર બહુ વિલક્ષણ રીતે જાણવાજોગ છે.

એ લક્ષ્મણ ભટ્ટ નાનપણમાં પરણેલા હતા, પણ કોણ જાણે કેમ થોડા વખતમાં એમને વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને કોઇને પણ કહ્યા કહાવ્યા વિના એમણે કાશી તરફ પ્રયાણ કર્યું. ત્યાં એક બ્રહ્માનંદ નામના સંન્યાસી હતા ત્હેમની પાસે જઇ લક્ષ્મણ ભટ્ટે સંન્યાસી થવાની ઇચ્છા દર્શાવી, અને કહ્યું કે "મને સન્યસ્ત દીક્ષા આપો." બ્રહ્માનંદે ત્હેનું નામ, ઠામ, ઠેકાણું તથા કુટુમ્બ વગેરે પરિસ્થિતિનું પૂછ્યું તો આ સોમયજ્ઞ કરનાર અને સાક્ષાત વસુદેવના અવતારરૂપ લક્ષ્મણ ભટ્ટ જ્હેની જીવનલીલા તરેહ તરેહના પલટા લેતી આપણે જોશું તે પોતાની તરૂણ પત્ની તેમજ માતપિતા હૈયાત હોવા છતાં પોતાને કોઇ નથી એમ અસત્ય બોલ્યા. બ્રહ્માનંદે લક્ષ્મણ ભટ્ટનું આ કથન સત્ય સ્વીકારી દીક્ષા આપી સન્યાસી બનાવ્યા. જાણે આથી અધિક અન્ય જ્ઞાનાદિક અધિકારની અપેક્ષાજ ન હોય તેમ જાણે જ્હેનું કોઇ નહિ ત્હેને માટે સન્યસ્તના દ્વાર ઉઘાડાંજ છે ને! પણ આ વાત આપણે અહીંજ પડતી મૂકી લક્ષ્મણ ભટ્ટના ઇતિહાસ તરફ વળીશું. અહીંઆ હવે ત્હેના માબાપે શોધ કરી પણ કાંઇ પત્તો મળ્યો નહીં એટલે બિચારાં બેસી

રહ્યાં. એવામાં એના ગામનો કોઇ બ્રાહ્મણ કાશી યાત્રા કરવા ગયો ત્યાં તેણે લક્ષ્મણ ભટ્ટને સંન્યાસીના વેશમાં જોયા, ત્યારે ત્હેણે પૂછ્યું કે "લક્ષ્મણ આ શું?" ત્હેણે પ્રત્યુત્તર આપ્યો "હવે લક્ષ્મણ કેવો? અબતો હમ સન્યાસી ભયે." એમ કહીને તે પોબારા કરી ગયો; પરંતુ તે માણસ યાત્રા કરીને પાછો જ્યારે કાંકરવાડ ગયો ત્યારે લક્ષ્મણ ભટ્ટના પિતાને લક્ષ્મણના સંન્યાસી થયાની ઉપરની હકીકત કહી. એ સાંભળતાં વાંતજ બિચારો વૃદ્ધ પિતા તો અતિ સંતપ્ત હૃદયે કલેશ ને કલ્પાંત કરવા લાગ્યો. ત્હેણે પોતાની પત્નીને પૂછ્યું હવે શું કરવું? આખરે બન્નેયે વિચાર કરી લક્ષ્મણને પાછો તેડી લાવવા કાશી જવા નિશ્ચય કર્યો.

આ નિશ્ચયાનુસાર લક્ષ્મણ ભટ્ટના માતપિતા તેમજ પત્ની થોડી મુદ્દતે કાશી ગયાં. ત્યાં ત્હેમણે ઉપરોક્ત બ્રહ્માનંદનો મઠ શોધી કાઢયો, અને ત્રણે જણ બ્રહ્માનંદ સમક્ષ ખૂબ રડયાં. બ્રહ્માનંદે પૂછ્યું રડો છો શું કરવા? આ પરથી લક્ષ્મણ ભટ્ટના પિતાએ સઘળું નિવેદન કર્યું અને વિશેષમાં કહ્યું. કે "લક્ષ્મણની આ ન્હાની અબળા પત્ની છે તે છતાં ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરાવી ત્હમે એને સંન્યાસ દીક્ષા આપી તો આ બિચારી સ્ત્રી એનું જીવન કેમ વ્યતીત કરશે? મહારાજ આ નિર્દોષ અબળા તરફ તો જરા દયાળુવૃત્તિ રાખવી હતી?" બ્રહ્માનંદે કહ્યું "ભાઇ મ્હને ત્હેની લેશ ખબર નથી. અમે તો જ્હેને કોઇ હોતું નથી ત્હેનેજ દીક્ષા આપિયે છીએ, મારી આગળ એણે ધર્મપૂર્વક પ્રતિજ્ઞા કરી જણાવ્યું કે મારૂં કોઇ નથી ત્યારેજ મ્હેં દીક્ષા આપી. ભલે ત્હમે એને તેડી જાઓ. મારે એની કશી જરૂર નથી." આવું સાંભળીને તેઓ ત્યાંથી ઉઠી લક્ષ્મણ પાસે ગયાં અને ત્હેનાં આ કૃત્ય માટે સખત ઠપકો આપી કહ્યું: "આ ત્હેં શું કર્યું?" લક્ષ્મણે ઉત્તરે આપ્યો "મ્હેં જે કર્યું તે ઠીકજ કર્યું છે. ત્હમે કોણ પૂછનાર?" વદદ્ધે કહ્યું "અમે તમારા માબાપ ન પૂછીયે તો બીજું કોણ પૂછે? રે અલ્પ મૂર્ખ આ ત્હારી તરૂ

સ્ત્રીને રડતી મુકી ત્હને આ અવળી મતિ ક્યાંથી સુઝી? ચાલ થયું તે ખરૂં, "હવે પાછો ઘેર ચાલ અને ત્હારૂં સંસાર સુખ ભોગવ." લક્ષ્મણે કહ્યું કે, હવે મારે કંઇ તમારૂં સાંભળવાની જરૂર નથી. તમે કંઇ મારા માબાપ નથી.

મારો પિતા વિશ્વેશ્વર મહાદેવ છે. મારી માતા પાર્વતી છે. મારી માસી એટલે માની બ્હેન તે ગંગા છે. ઢુંઢી ભૈરવ તથા દંડપાણી એ મારા જ્યેષ્ઠ બંધુ છે. કાશી તથા મણિકર્ણિકા એ મ્હારી બ્હેનો છે અને બુદ્ધિ એજ મ્હારી પત્ની છે, અને ખટકર્મ તે છોકરા છોકરી તથા દુહિતા છે એટલે મ્હારૂં કુટુમ્બ તમે નહીં પણ કાશીજી છે."

એવું સાંભળતાંજ પેલાં ત્રણે જણ પાછાં બ્રહ્માનંદ પાસે ગયાં અને કહ્યું કે લક્ષ્મણ તો આ પ્રમાણે કહે છે. પછી બ્રહ્માનંદે લક્ષ્મણને પોતાની આગળ બોલાવી ધમકાવીને કહ્યું: "હે દુષ્ટ! ત્હેં મારી આગળ જુઠી પ્રતિજ્ઞા લીધી, પાપમાં પડયો ને હજી પણ આ બિચારાં તારા વૃદ્ધ માતપિતાને દાદ આપતો નથી! જા, નિકળ મારા આશ્રમમાંથી. હું કાશી આખામાં ખબર આપું છું કે ત્હને કોઇ ઊભો ન રાખે." આ પરથી લક્ષ્મણ બહુ બ્હીધો અને કહ્યું કે:—"તમે જેમ આજ્ઞા આપો તેમ કરૂં." ગુરૂએ ત્હેને પિતાની ઇચ્છાને અનુસરવાને જણાવ્યું. લક્ષ્મણે પોતાના પિતાને પૂછતાં તેણે તો પાછો ગૃહસ્થાશ્રમ સ્વીકારવા ત્હેને કહ્યુંજ હતું. આથી આખરે લક્ષ્મણે પિતા સાથે સ્વગૃહે આવી પોતાની પત્ની સાથે ગૃહસ્થાશ્રમ માંડયો. હવે બીજી તરફ શું બને છે તે જોઇએ.

એના પાછા આવવાથી અને આવા વિચિત્ર આશ્રમાન્તરથી ગામમાં ચર્ચા ચાલવા માંડી. જ્ઞાતિજનો એને પતિત ગણવા લાગ્યા. એક દિવસ તેઓ સઘળા એકઠા થયા, અને એનો સંકુટુમ્બ બહિષ્કાર કરવાનો ઠરાવ કર્યો.

કેટલી મુદતે લક્ષ્મણના માબાપ ગુજરી ગયાં. ઘરમાં માત્ર લક્ષ્મણ અને ત્હેની પત્ની ઇલ્લમાગાર રહ્યાં. તેઓ બન્ને જ્ઞાતિબ્હાર

હોવાથી રૂઢિ પ્રમાણે ત્હેમની વૃત્તિ પણ બંધ થઇ હતી.

આર્થિક સંકોચ, ને તંગ હાલત તો મુળથીજ હતી ત્હેમાં વળી આવું થયું એટલે દુકાળમાં અધિક માસ જેવું બન્યું. આ માટે તેમણે ઉદર નિર્વાહાર્થે ગામ છોડી બીજે કહીં જવાનું યોગ્ય ધાર્યું. અનેક સ્થળે પર્યટન કરતે કરતે કાશી નગરીમાં આવી પહોંચ્યાં. કાશી યાત્રાનું સ્થાન હોવાથી ત્યાં ઝાઝા યાત્રાળુઓ આવે એટલે તેઓ પાસેથી મળતી ભિક્ષા એ નિર્વાહનું સુગમ સાધન થઇ પડયું. કેટલેક દિવસે લક્ષ્મણ ભટ્ટને ત્યાં એક પુત્ર પ્રાપ્તિ થઇ. ત્હેનું નામ રામકૃષ્ણ પાડયું. છોકરો જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ લક્ષ્મણને ખર્ચ વધવા માંડયું, અને આ કારણે કે પછી ગમે એ કારણે તેણે એ રામકૃષ્ણનેગિરી બાવાને ત્યાં આપ્યો અથવા તો વેચ્યો. બાવાઓના આચરણ અને રીતભાત જોતાં તો તેણે એ રામકૃષ્ણને વેચ્યો હશે એમ અનુમાન કરી શકાય એમ છે. ગમે તેમ હશે પણ થોડે વખતે બીજા પુત્રનું પ્રાગટ્ય થયું ત્હેનું નામ વલ્લભ પાડયું. એના જન્મ સંબન્ધી હકીકત શક-ભરી છે. એ એનું ચરિત્ર વાંચતા આગળપર જણાશે. આ છોકરો કંઇક વિચિક્ષણ હશે તેમજ લક્ષ્મણ ભટ્ટ તેમજ તેની પત્નીને કંઇક વધુ પ્રિય હશે તેથી ત્હેમણે ત્હેને સારી રીતે ઉછેરી મોટો કર્યો, આના પછી કેશવ કરી એક ત્રીજો છોકરો થયો, પણ ત્હેના હાલ પાછા અણુમાનિતા રામકૃષ્ણ જેવાજ થયા, અર્થાત ત્હેને પણ કોઇ પુરી બાવાને આપ્યો.

ત્યાર પછી કેટલેક દહાડે લક્ષ્મણ પોતાની સ્ત્રી ઇલ્લમાગારૂ અને માત્ર એક વલ્લભને મુકીને વૈકુંઠવાસી થયા. આ પ્રમાણે લક્ષ્મણભટ્ટ કે જહેને સાંપ્રદાયિકો સાક્ષાત વસુદેવજીનો અવતાર માને છે, જેણે એક નહીં પણ અનેક સોમયજ્ઞો કર્યા હતા, જહેને ઘેર નિત્ય મહામંગળ થતાં હતાં, જેણે વલ્લભના જન્મ વખતે અનેક પ્રકારનાં દાનો કર્યાં હતાં (રામકૃષ્ણને, કેશવને રખડાવી) જેને માટે સામાન્ય સ્ત્રીઓ, તેમજ લાવકડી સેવિકાઓ કોમળ

કંઠે ગાય છે કે "**શ્રી લક્ષ્મણ ભટ્ટજી ગૃહે એ કુળ દીવોજી** (જેને ત્યાં શ્રી વલ્લભ જેવા દીવા પ્રગટયા) જહેને પુષ્ટી માર્ગના ગ્રંથોમાં પ્રશંસા કરી સાતમે આસમાને ચઢાવવામાં આવ્યા છે એવા આ **શ્રી લક્ષ્મણ ભટ્ટ**ની જીવનલીલાની ટુંક રૂપરેખા છે.

ઉક્ત કથનની સત્યતા સંબંધી શંકા કરવાનું કંઇ કારણ નથી. એ કેવળ તર્કથી યોજાયલું કે પ્રમાણશૂન્ય નથી. અનેક અન્ય પુસ્તકોને આધારે આ ચારિત્ર વિવેચન કરવામાં આવ્યું છે.

૧ તે વખતે ચિદ્રૂપ, જગજીવન, તથા દામોદર સ્વામિ વિગેરે કેટલાક સન્યાસીઓ તથા બીજાઓ થઇ ગયા છે, આમાંના જગજીવન તથા દામોદર તો એમનાજ અનુયાયીઓ હતા, પણ પાછળથી તેઓ એમનાં કેટલાંક પાખંડ તથા અનીતિ જોઇ જુદા પડયા હતા. ત્હેમણે પાખંડોત્પત્તિ, પુરાતન કથા તથા પાખંડ ખંડન નાટક વગેરે ઘણા પુસ્તકો લખેલાં છે, ત્હેમાં એમની યથાસ્થિત ઉત્પત્તિ લખેલી છે.

૨ વળી એ લોકો મુળ તો શૈવ ધર્મી હતા ત્હેનો ત્યાગ કરી બીજાનો આશ્રય કરવો પડયો, અને પોતાનો તૈલંગ દેશ છોડી આ પ્રમાણે ગોકુળ–મથુરામાં જઇને વસવું પડયું. આ ઉપરથી એમ અનુમાન થાય છે કે દૂર જઇ વસવાથી પોતાની સર્વ હકીકત ત્યાં છૂપી રાખવાનું સુગમ પડે છે. તેથી તેમ કર્યું હોવું જોઇએ.

૩ વળી હાલના તૈલંગા બ્રાહ્મણોની સ્થિતિ જોઇએ અને ત્હેમનાં આચરણો જોઇએ તો ત્હેમની બહુ અધમાવસ્થા જણાશે. વધુ શું કામ? એકજ દૃષ્ટાંત બસ થશે. ગ્રહણ સમયે અત્યંજ અને ઢેડની માફક તેઓ અને તેઓની સ્ત્રીઓ સુદ્ધાં ભીખ માગવા નીકળી પડે છે એટલુંજ નહીં પણ તે વખતે તો સ્પર્શાસ્પર્શનો સર્વ ભેદ ભુલી વસ્ત્રદાન લેવા ચુકતાં નથી. આવા એ છે ખરા છતાં તેઓ પણ હજી આ વલ્લભ કુળવાસીને પોતાની કન્યા પાણિગ્રહણ માટે આપતા નથી, અને તેથી આ વંશજોને હજારો રૂપિયા ખર્ચી તૈલંગ દેશમાંથી કન્યા વેચાતી લઇ આવવી પડે છે, અને ત્હેની પોતાને દેશ આવી લગ્નક્રિયા કરવી પડે છે. આ છોકરી સાથે પછી

માબાપ કોઇપણ રીતનો સંબન્ધ રાખતાં નથી એ સર્વત્ર પ્રસિદ્ધ છે. અલબત્ત, આવા કન્યાવિક્રય કરનારને ન્યાત એકઠી થઇ પૂછે છે, પણ તેનો નિકાલ પાંચસો, હજાર દંડના આપવાથી થઇ શકે છે, અને બાકીના રૂપિઆનો ભલીભાતથી પ્રસાદ કરી શકાય છે. આ બધી વાતો હવે પ્રસિદ્ધજ છે.

(૪) કેટલાંક વર્ષોપર પુષ્ટીમાર્ગીય સંપ્રદાયના ધર્મવર્યોએ આશરે ચાર પાંચેક હજાર રૂપિઆ ખર્ચી શંકરાચાર્યને અરજી કરી હતી તેમજ બે ત્રણ શાસ્ત્રી મોકલી તે દ્વારા ભલામણ કરાવી હતી. આમાં ત્હેમની સાથે તૈલંગા બ્રાહ્મણો વ્યવહાર રાખતા નથી તેમજ કન્યા આપ લે કરતા નથી માટે ત્હેમને પાવન કરી બીજો વ્યવહાર નહીં તો માત્ર કન્યા તો સરળતાથી મળ્યા કરે એ પ્રકારની વ્યવસ્થા કરાવી આપવા વિનંતી કરી હતી. શંકરાચાર્યે આ સંબંધી કાંઇક હિલચાલ કરી જોતાં બની શકે એમ ન્હોતું એટલે મુલતવી રહ્યું.

(૫) પણ આથીય વધુ અગત્યની બાબત તો હજી આવે છે. એ માર્ગના કોઇ ગોપીલાલ નામના પુરૂષે એક કોઇ ચંદ્રાવલી નામની સ્ત્રી ઉપર વારસા બાબત ફરિયાદ કરેલી. આગ્રાની કોર્ટમાં તો હિંદુ કાયદાના આધારે ગોપીલાલ જીત્યો, ત્યારે ચંદ્રાવલીએ કલકત્તાની ઉપલી કોર્ટમાં અપીલ કરી, તેમાં જણાવ્યું કે હિંદુ કાયદો અમને લાગુ પડતો નથી. અમે હિંદુઓમાંથી બહાર પતિત ગણાવા જોઇએ. તેના કેટલાએક પુરાવા આપ્યા અને પોતાનીજ જ્ઞાતિનો કાયદો લાગુ પડે છે એમ સિદ્ધ કરી આપ્યું. આ હકીકત સંબન્ધી તેજ જ્ઞાતિના અન્ય જણે આફીડેવીટ કરી તેમાં કહ્યું કે આ પતિત વાળી વાત ખરી છે આ નવીન આધારોના બળથી આ કેસનો ચુકાદો પ્રતિવાદીના લાભમાં આવ્યો. ત્યારે વાદીએ ઇંગ્લાંડની પ્રીવિ કાઉન્સીલને અપીલ કરી; પણ ત્યાંયે વાદીના પુરાવાનું અધિક નવીન બળ ન હોવાથી દોઢ વર્ષે આખરે કલકત્તાની કોર્ટનો ચુકાદો કાયમ રહ્યો.

આ પ્રમાણે આ ગોપીલાલના પાંચ સાત લાખપર પાણી ફરી વળ્યું. આ કેસને લગતું જ જજમેંટ તા૦ ૩૦ મી નવેમ્બર ૧૮૭૨નું (૧) સર. જે. ડબલ્યુ. કારલાઇલ. (૨) સર બાર્નસ પીકોક (૩) સર. એમ. સ્મિથ અને સર. આર. પી. કાલીયટની હજુરનું અમારી પાસે છે, તેમાં સંક્ષિપ્ત વિગત છે.

(૬) શ્રી વલ્લભને પંઢરપુરવાળા વિઠોબાએ પરણવાનું કહ્યું. ત્યારે શ્રી વલ્લભે કહ્યું કે, અમને કોઇ કન્યા દેશે નહીં. આ પ્રમાણેનો ઉલ્લેખ એમના ગ્રંથમાં જોવામાં આવે છે.

(૭) તેઓ આજ સુધી ગુંસાઇજીના લાલ કે બાળક એવે નામે વિખ્યાત છે એટલે ગુંસાઇ તે બાવાજ હોવાનો વિશેષ સંભવ હોઇ શકે છે.

(૮) લક્ષ્મણ ભટ્ટે પોતાના બન્ને પુત્રોને ગિરિપુરી બાવાને આપ્યા. હવે જો તે બ્રાહ્મણની જ્ઞાતિમાં હત તો આજીવિકા માટે ભિક્ષાવૃત્તિપર વિશ્વાસ બાંધત, પણ તેને ભરણપોષણની તેમજ કન્યા નહિ મળવાની પકી ખાત્રી હોવાને લીધેજ પુત્રોને બાવા બનાવ્યા હશે. મુખ્ય સબબ, જ્ઞાતિબ્હાર હોવાથી આમ કરવું પડ્યું.

અહીં કોઇને કદાચ શંકા થશે કે, રામકૃષ્ણ તથા કેશવ, તથા ગિરીપુરી બાવા થયાનું શું પ્રમાણ? તો એ સંબન્ધમાં એટલું જણાવવું યોગ્ય થશે કે પુષ્ટીમાર્ગીય ઘણા ગ્રંથોમાં આ વાત ઉપલબ્ધ થાય છે તેમજ મહારાજના "લાઇબલ કેસ" વખતે પણ એ સાબિત થયું હતું. વિશેષમાં કાશીમાં બન્નેની સમાધો હજીએ છે. એવા માણસોની સમાધો કોઇ જાણે એવી સ્થિતિમાં રહી નહીં હોય તો પણ શ્રી વલ્લભ પરાક્રમી તેમજ ચતુર હોવાથી તેમની સમાધો પ્રખ્યાતિમાં આવેલી છે.

## શ્રી વલ્લભાચાર્યનો જન્મ.

હવે લક્ષ્મણ ભટ્ટને વલ્લભ નામનો બીજો પુત્ર જેને સ્વસાંપ્રદાયિકો શ્રી વલ્લભ, શ્રી વલ્લભાચાર્યજી, શ્રી આચાર્યજી, શ્રી મહાપ્રભુજી એવા

ભક્તિવાચક નામે પૂજે છે તેમનો જન્મ સંવત ૧૫૩૫ ના વૈશાખ વદ ૧૧ ને રવિવારે ચંપારણ્યના અરણ્યમાં થયો હતો. પોતાની જ્ઞાતિથી બહિષ્કાર થયલી સ્થિતિમાં રહેવું શરમ ભરેલું હોવાથી લક્ષ્મણ ભટ્ટ પોતાનો દેશ તજી કાશી નિવાસી બન્યા હતા. એવામાં કાશી તરફ મુસલમાનોનો હુમલો આવવાથી લોકોને ન્હાસવાની ફરજ પડી. આ વખતે લક્ષ્મણ ભટ્ટજી તેમજ તેમના સગર્ભા પત્ની ઇલ્લમાગારૂજી પણ પ્રયાણ કરી ગયાં. પોતાને દેશ જઇ શકાય એમ હતું નહીં; એટલે ચૌડા નામના ગામ તરફનો રસ્તો લીધો. વાટમાર્ગે ચંપારણ્ય નામનું જંગલ આવે છે. ત્યાં આવી પહોંચતાં અતિ શ્રમથી ભયથી, ચિંતાથી, ખાનપાનાદિની પીડાથી, ઇલ્લમાગારૂજીનો ગર્ભ સ્રવી ગયો. ગર્ભ સાત માસનો નિર્જીવ હતો તેથી એક પાંદડાંમાં વીંટાળી ખીજડાના ઝાડ નીચે ખાડો કરી દાટી મૂકયો અને ત્યાંથી ચાલતાં થયાં.

ચૌડા નગરમાં કેટલોક વખત રહ્યા પછી જાણ્યું કે કાશીમાં સઘળું શાંત થયું છે એટલે ત્યાં જવાં નીકળ્યાં.

વળતાં વાટમાં પાછું ચંપારણ્ય આવ્યું. ત્યાં એમનાં પુસ્તકમાં લખ્યા પ્રમાણે પચાસ હાથના અગ્નિકુંડમાં બાળક રમતું દીઠું. તે જોઇ બન્ને પતિ પત્ની દોડી ગયાં. મૂળ પુરૂષમાં લખે છે કે “ अग्नि च हुंघा मध्य बालक देखि सन्मुख धावही ” વળી લખે છે કે “ मारग दियो जानि जियमाता ” એટલે અગ્નિએ ઇલ્લમાગારૂજીને માતા જાણી માર્ગ આપ્યો. પછી તેણે તે બાળકને આનન્દ સહિત ઉપાડી લીધું ને તે પોતાનું જાણી બહુજ હર્ષ પામ્યાં.

પણ આ વાત માનવા યોગ્ય ગણી શકાય એમ નથી. એમનું પોતાનું બાળક અકાળે અરણ્યમાં સ્રવી ગયું હતું. તેને દાટીને તો ચૌડા નગરને વાટે પડયા હતા. તો હવે આટલે બધે સમયે પાછળથી તે સજીવ બની શી રીતે બ્હાર નીકળ્યું હશે? વળી ત્હેને અગ્નિકુંડમાં રમવું શી રીતે ગમ્યું હશે? અગ્નિના તાપમાં તો બાળક રહી શકવું એ અશક્ય. આ બધી ચમત્કારિક ઐન્દ્રજાલિક અસંભવ

કથા છે. મૂળ પુરૂષમાં તો કહે છે કે ચોમેર અગ્નિની મધ્યમાં બાળક રમતું હતું. આમાંયે સંભાવ્ય કશું લાગતું નથી. છતાં કોઇ બહુ દૂરની કલ્પના કરીનેયે જરા તરા તથ્યાંશ જુએ તો તો એવી અટકળ કરે કે કોઇ જાણે સગર્ભા વિધવા હોય, તેને પૂર્ણ દિવસે પુત્ર પ્રસવ થયો હોય, અને તે કુમળા કાળજરા બિચારા દુર્ભાગી બાળકની હત્યા કરતાં જીવ ન ચાલ્યો હોય એટલે કોઇ અન્યને ગામ બ્હાર અરણ્ય વાસ કરાવવા આપ્યો હશે. તે સમયે કદાચ આ મૂકનારના હૃદયમાં દયાભાવ સ્ફુર્યો હોય અને વિચાર્યું હોય કે એમને એમ મૂકતાં કોઇ જનાવર એનો ભક્ષ કરી જશે અથવા તો ડંખ દેશે. આથી કંઇ યુક્તિ યોજી હોય. કે એમ કરતાં જો કોઇ આવી ચઢશે તો પ્રાણ તો એનો બચશે. આવા વિચારે સંભવ છે કે વચમાં બાળકને નિર્ભય સ્થાનમાં મૂકી આસપાસ મોટું કુંડાળું કર્યું હોય, આવું સંભવી શકે છે ખરૂં. પછી તે હિંદુ હોય કે ગમે તે જાતીનો હોય તે દૈવ જાણે અને આ માર્ગે લક્ષ્મણ ભટ્ટ ને ત્હેમનાં પત્ની ચાલ્યાં જતાં હશે તે વખતે ત્હેમની નજરે પડતાં તેઓએ તે બાળકને ઊંચકી લીધું હોય. અને તે ચમત્કારના જમાનામાં આ એક મોટો ચમત્કાર તરીકે કહેવાનું બ્હાનું હતું કે અમારો પુત્ર જીવતો થઇ અગ્નિમાં રમતો હતો. આ પુત્ર તેજ વૈષ્ણવ ધર્મીઓના શ્રી વલ્લભાચાર્યજી અથવા શ્રી આચાર્યજી મહા પ્રભુજી હોવા જોઇએ.

અહીં પાછો એક બીજો વિચાર કરવા યોગ્ય ગણાશે કે મતાનુયાયીઓ શ્રી વલ્લભ પ્રભુનો જન્મ ૧૫૩૫ ના વૈશાખ વદ ૧૧ નો માને છે. તો આ દિવસે તો એઓ મૃતક જન્મ્યા હતા, અકાળે અવતર્યા હતા, ત્હેમનો સ્રાવ થયો હતો. અને જે જીવિત બાળક મળ્યું તે તો બહુ દિવસ પછી.

અર્થાત પ્રથમનો પ્રસંગ તે ચૌડા નગર તરફ જતાં સમયનો અને દ્વિતીય પ્રસંગ તે વળતાં કાશી જતાં અગ્નિકુંડમાં રમતું બાળક મળેલું તે, તો ખરો જન્મકાળ કીયો તે શ્રદ્ધાન્વિત ભક્તો ઐતિહાસિક નિરક્ષકો, કે જ્યોતિષીઓએ નિર્ણીત કરવાનો છે. થયું એતો.

આ પછી ત્યાંથી ચાલતાં ચાલતાં લક્ષ્મણ ભટ્ટ પતિસહ કાશીમાં સુખરૂપ આવી પહોંચે છે. કેટલેક વર્ષે શ્રી વલ્લભનું ઉપવિત સંસ્કરણ કરે છે. આ પછી કાશીમાં પણ એમનાં ગામના માણસોનો અવગ જવર અધિક હશે એટલે એમણે પર્યટન આરંભ્યું. અને એમ કરતાં સંવત ૧૫૪૬ માં શ્રી બાલાજીમાં વલ્લભને અગિયાર વર્ષનો મૂકી વૈકુંઠવાસી થાય છે. હવે શ્રી વલ્લભની સ્થિતિ વિષમ હતી. ઉદર નિર્વાહનું સાધન નહોતું. આથી કહે છે કે તે પોતાની માને લઇને વિધાનગરમાં એનો મામો વિધાભૂષણ (નામ કલ્પીત દેખાય છે) નામે હતો તેની પાસે ગયો. મામાએ આદરસત્કારથી બેસાડયાં પોતાના પિતા એઓ પણ લક્ષ્મણ ભટ્ટના સમયથીજ ન્યાત બ્હાર હોવાથી મામાને ત્યાં મોસાળમાં જમતી વખતે પંક્તિ ભેદ પળાયો. શ્રી વલ્લભ કંઇક તેજી હતા, વિચિક્ષણ હતા, તેમને સ્વમાન સ્ફુર્યું. આના કરતાં તો ભિક્ષાયે સારી. આવો વિચાર કરી ભાણેજે મામાને કહ્યું "મેં તો હાથે રાંધી જમવાનો ધર્મ ધારણ કર્યો છે." આ પરથી મામા રોષે ભરાયા ને ભાણેજનો ઘર નિકાલ કર્યો. શ્રી વલ્લભે આથી તળાવને પાળે રાંધી પ્રસાદ લીધો. મા તો એમના મામાને ત્યાંજ હતી. શ્રી વલ્લભ ત્યાંથી એકલા પ્રયાણ કરી ગયા. શ્રી વલ્લભાચાર્યની પ્રાગટયની વાર્તામાં આ પછી બીજે દિવસે કૃષ્ણદેવ રાજાની સભામાં બહુ બહુ ચમત્કાર કર્યા વર્ણવ્યા છે તે બધા નિર્મૂળ છે તે હવે પછી આગળ જણાવાશે પણ એટલું તો ખરૂં કે શ્રી વલ્લભ ચતુર, વિચિક્ષણ ભણેલા, સ્વાર્થી, વ્યવહાર કુશળ હતા.

અહીંથી હવે વલ્લભ ચાલ્યા ને દેશ દેશ ભ્રમણ કરવા માંડયું. ભિક્ષા માગીને ખાવાનું ને સુખ સ્વેચ્છાપૂર્વક પૃથ્વીપર સૂવાનું એટલે જોવાનું, શીખવાનું, તેમજ વિવિધ અનુભવો મેળવવાનું એને બન્યું પ્રવાસથી બહુ બહુ તરેહના ને વિવિધ માણસોના સમાગમમાં આવવું પડે એટલે હોશિયારી ને ચતુરાઇ વધે એ સ્વાભાવિકજ છે, નીતિ શાસ્ત્રમાં ઠીકજ કહ્યું છે કેઃ—

**देशाटनं पंडितमित्रता च। नीतियुतं राजसभा प्रवेशः॥**
**अनेक शास्त्राणि विलोकितानि चातुर्य। मुलानि भवंतु पंचः**

અર્થાત ચતુરાઇ પ્રાપ્ત થવાના પાંચ સાધનો છે (૧) દેશાટન (૨) પંડિતોની મિત્રાચારી (૩) નીતિમાનજનોની સભામાં જવું (૪) રાજ્યસભામાં બેસવું અને અનેક શાસ્ત્રોનું અવલોકન કરવું. હવે આ પાંચ પ્રકાર મેળવવાને શ્રી વલ્લભને સાધન મળ્યું તેથી દેશાટન કરી પોતાનો વખત ચતુરાઇ પ્રાપ્ત કરવામાં રોકવા લાગ્યા. આમ છતાંયે તે એક ભટકતા બ્રાહ્મણની અવસ્થામાં હતા. આવી રીતે બહુ વર્ષો તેણે વીતાડયાં. ત્હેમનીજ વાર્તામાં લખ્યા પ્રમાણે શ્રી પંઢરપુર પણ એ ગયા હતા. ત્યાં એ ન્યાતની બ્હાર થયલા છે એ કારણે કદાચ મંદિરમાં આવવા દીધા ન હોય એટલે એણે નદીને સામેપાર મુકામ કર્યો હતો. હજી ત્યાં ત્હેની બેઠક છે. વળી એવી વાત અડાવી દીધી છે કે વિઠ્ઠલનાથજી નદીપાર શ્રી મહાપ્રભુજીને મળવા ગયા ત્યાં સારી રીતે મળીને બેઠક સ્થાપિ છે. જ્યારે સત્ય વાત તો જો વિસ્મૃતિ ન થતી હોય તો એ છે જે ઘણા વર્ષો સુધી તેમના વંશજોને વિઠ્ઠલનાથમાં આવવા દેતા નહીં. પણ ભાટિયા વગેરે વૈષ્ણવો આ ધર્મપાશમાં પડયા પછી તેઓની સમૃદ્ધિ વખતનાં વિઠ્ઠલનાથવાળા લક્ષ્મીના અંજને અંજાયા હશે અગરતો આકર્ષાયાં હશે એટલે આવવા દીધા હતા, ધનનો આ પ્રભાવ આવે પ્રસંગે સામાન્ય છે.

## શ્રી વલ્લભ સ્વામિનો સંન્યાસ.

નિજવાર્તાદિ પુસ્તકો પરથી જણાય છે કે તે શ્રી જગન્નાથજી વગેરે ઘણે સ્થળે ગયા હતા. બાર તેર વર્ષ સુધીનો એનો આ ભ્રમણ કાળ હતો. તે બાદ પર્યટન કરતે કરતે એક શહેરમાં એનું જવુ થયું. ત્હેનું નામ પ્રગટ વાર્તામાં છે, ત્યાં વિષ્ણુ સ્વામિની મોટી ગાદી હતી. ત્યાંના મહંતને મળ્યા. સંભાષણ કરતાં આ માણસ હોંશિયાર ને ચતુર લાગ્યો. મહંતને પોતાની પાછળ ગાદી ચલાવે એવા શિષ્યની જરૂર હતી. એણે વલ્લભને યોગ્ય ધાર્યો. બધા સુતાં પછી એને જગાડી મહંતે વલ્લભને પોતાનો વિચાર જણાવ્યો. વલ્લભ ભટકતો હતો ત્હેને સેંકડો સેવકો મળે ને ગાદી મળે એટલે એને આનંદ થયો. પીડા માત્ર એટલી હતી કે સંન્યાસી થવાનું હતું.

પણ આમ પણ ક્યાં એના લગ્ન થાય એવા સંભવ હતા? આથી તેહેણે મહંતની ઇચ્છાનો સ્વીકાર કર્યો. બીજે દિવસે પોતાના ઘણા ખરા શિષ્યો સમક્ષ મહંતે શ્રી વલ્લભને દિક્ષા આપી સંન્યાસી બનાવ્યા.

નિજવાર્ત્તામાં આ પ્રકારે કથન છે કે મહંતે શ્રી વલ્ભાચાર્યની વિદ્વત્તા જોઇ પોતાના મનમાં ઠરાવ કર્યો કે આ સંપ્રદાય ચલાવે એવો યોગ્ય પુરૂષ છે. એને શિષ્ય કરીશું; પણ રાત્રિના સૂતાં પછી સ્વપ્ન આવ્યું તેમાં ભગવાને મહંતને જણાવ્યું અરે! મૂર્ખ! તું મને પણ શિષ્ય કરવા માંગે છે. આ જે માણસ તારે ત્યાં આવ્યો છે તે મારૂં સ્વરૂપ છે, તેને તું માણસ તરીકે ન સમજીશ, તારે તારૂં અન્ય શિષ્યોનું કલ્યાણ કરવું હોય તો બધા એને શરણે જાઓ. એવી ભગવદ્ આજ્ઞા થતાં મહંત ચમકયો. શ્રી મહાપ્રભુજી સૂતા હતા ત્યાં દોડી ગયો. જુએ છે તો જેવા સ્વપ્નમાં દીઠા હતા તેવાજ ભગવાનના દર્શન થયાં. પછી શ્રી વલ્લભના ચરણ ચાંપવા તે મહંત બેઠો એટલે શ્રી વલ્લભ ઊઠયા અને કહ્યું:—
"आप यह कहा करो"

મહંતે કહ્યું કે जे राज आपको कोने जान्यो नही सो अपराध क्षमा करोगे. એટલું કહી બીજે દહાડે સવારમાં સ્નાન કરી વલ્લભને શરણે ગયા. અહીં શોચનીય એ છે કે વાતની સત્યતાનો માટે અન્ય કશો આધાર નથી. પરંપરાએ પણ આ કથા કહેનાર આજે તે સ્થળમાં કોઇ રહ્યું નથી.

હવે વલ્લભ સુખ નિવાસી બન્યા. ઉદર નિમીત્તની ચિંતા ટળી. અને સાંપ્રદાયિક ગાદી કે એવું કંઇ હોય ત્યાં પંડિતો પણ હોય. આથી તેહેમનો સહવાસ અભ્યાસનું સાધન થયું. વિશ્ણુ સ્વામીના સાંપ્રદાયિક ગ્રંથોનો યથાસ્થિત અભ્યાસ કર્યો. થોડે કાળે મહંત મરણ પામ્યો. વલ્લભ ગાદીપતિ થયા. મહાધીશ થયા. પંથના નેતા થયા.

## શ્રી વલ્લભ સ્વામિનું સન્યાસ પછી લગ્ન.

કેટલાક કાળે બરાબર સ્થિર થયા પછી પર્યટના માટે લાલસા થઇ. થોડાક સ્વમતાનુ પાછી યાત્રાળુ સાથે નીકળ્યા. બારેક મહિને

કાશી જઇ પહોંચ્યા. ત્યાં કોઇ એક મધુ મંગલ કરી બ્રાહ્મણ રહેતો હતો. ત્હેને ત્યાં બહુ કાલ સુધી સંતાનોત્પત્તિ ન્હોતી થઇ તેથી ત્હેણે વાંઝિયાપણું ટાળવા વિશ્વંભર મહાદેવની માનતા લીધી હતી. જેથી જો છોકરો આવે તો મહાદેવની સેવા કરવા માટે મહાદેવની સેવામાં અર્પણ કરે અને છોકરી આવે તો કોઇ પરદેશી બ્રાહ્મણને વિશ્વેશ્વર મહાદેવને નામે કૃષ્ણાર્પણ કરી કન્યાદાન દેશે. કાળ બળે પુત્રી અવતરી. મહાદેવજીને પોતાની સેવા કરનારની જરૂર જાણે ન્હોતી; નહીં તો પુત્ર આપત. કારણ પુત્રી તો મહાદેવના દર્શન પણ કરવા રહેનાર નથી. કદાચ એમ પણ હોવા સંભવ છે કે આ બ્રાહ્મણ પણ ન્યાત બ્હાર થયલો હોય ને શ્રી વલ્લભ ભટ્ટ (જ્હેની સાથે સંબન્ધ થયો હતો) સાથે સંબન્ધ કરવાથી સરખો સરખી જોડ બને એમ હતું. કારણ તે કન્યાને કોઇ ન્યાતિલો ન સ્વીકારે. બાકી મહાદેવજીએ તો દેશને પરદેશ સરખાંજ હતાં. નહીં તો ગામમાં આપે તો મહાદેવજીનું શું જતું હતું? વળી બીજું વિચારવાનું છે કે વલ્લભાચાર્ય કાશીમાં ગયા ત્યારે આ કન્યાની ઉમ્મર પરણવા યોગ્ય આસરે બાર તેર વર્ષની હતી તો ત્યાં સુધી મધુ મંગલને પરદેશી બ્રાહ્મણ કેમ ન મળ્યો હશે? આ ઉપરથી જે અનુમાન ફલિતાર્થ થાય છે તે એજ કે જુગતે જુગત બન્નેની મળી હોવી જોઇએ. મધુ મંગલ પરદેશીઓ માટે ધર્મશાળામાં નિત્ય તજવીજ કરતો હતો. વલ્લભ સ્વામી આવતાં તે ત્હેને મળ્યો. પ્રશ્નોના પરંપરા દ્વારા ત્હેના સંબંધી સર્વ હકીકત જાણી. જાતિ, રીતભાત વગેરે સબંધી સર્વ માહિતી મેળવી, અને પોતાની પુત્રીને સર્વ રીતે મળતી રાસ આવશે એમ વિચારી પોતાની પુત્રી તેને આપવા વિચાર કર્યો. પ્રથમ તો વલ્લભ સ્વામિએ પોતે સન્યાસી હોવાથી પરણવા આનાકાની કરી પણ જ્યારે મધુમંગળે બહુ આર્જવતાથી સારી રીતે સ્હમજાવ્યા ત્યારે તેનું મન લાલસાવશ બની પીગળ્યું.

એણે વિચાર્યું કે ગાદી આયતી મળી ને કન્યા મળવાની સ્વપ્ને આશા નહીં તોપણ વિના પ્રયત્ને મળે છે તો જતી કરવી

નહીં. તાત્કાળનો પોતાના શિષ્યોની સલાહ લઇ બીજે દિવસે ઉત્તર આપવા જણાવ્યું. રાતના ચાર પાંચ મુખ્ય શિષ્યોને બરાબર સ્હમજાવ્યા ને મનમાં નક્કી ઠરાવી મૂક્યું આવી રીતે શ્રીવલ્લભની જીંદગીમાં વારાફરતી સુયોગ પ્રાપ્ત થતા હતા. નીતિશાસ્ત્રીમાં સત્યજ કહ્યું છે કે, જ્યારે કંઇ બનવાનું હોય છે ત્યારે બુદ્ધિ પણ તેવીજ સુઝે છે. પણ વખત અનુકૂળજ આવી મળે છે તેવીજ આવી ચ્હડે છે અને સર્વ ન બને એવું હોય તો પણ બની જાય છે. આ રીતે આ પ્રસંગમાં પણ બન્યું. મધુમંગલ આવ્યો. વલ્લભને લગ્નમાટે પૂછ્યું. વલ્લભે હા કહી. મધુમંગલે શ્રીફળ આપ્યું. મૂહુર્ત જોવરાવ્યું. ને આ પ્રમાણે પોતાની પુત્રીનું વલ્લભાચાર્ય સ્વામિસાથે લગ્ન કર્યું. સ્વામિ, સંન્યાસી મટી ગૃહસ્થાશ્રમી થયા. આ રીતે વલ્લભ સ્વામિ પણ પિતા લક્ષ્મણ ભટ્ટ માફક સંન્યાસીમાંથી ગૃહસ્થાશ્રમી થયા. દુનિયાનાં ઉદ્ધાર અર્થે જે નિષ્કામતા, સ્વાર્થત્યાગ, કે વિરાગીતા જોઇએ તે બહુ દુર્લભ છે. અને ગર્ભશ્રીમંતાઇના સહચારી દોષ, વિલાસ વૈભવ ને કામુકતા બહુ કરી આ કુળ બાળકોમાં જાણે વારશામાં ઉતર્યા હોય તેવા રંગરાગના સુહાગ દૃષ્ટિગોચર થાય છે.

આવી રીતે વલ્લભ સ્વામિ પરણીને પોતાના ગામ તરફ પાછા વળ્યા. રખેને ત્યાં પહોંચ્યા પછી શિષ્યો કનડગત કરે આ હેતુથી સાથેના શિષ્યોને બરાબર હાથ કરી લીધા અને એક "સંન્યાસ નિર્ણય" નામક ગ્રંથ યોજ્યો. અને થયું પણ તેમજ. સ્વગ્રહે પહોંચ્યા પછી આ દંપત્તિને જોતાં વાર શિષ્યોમાં માંહો માંહ્ય ચર્ચા થવા લાગી અને કેટલાકે તો પૂછ્યું પણ ખરૂં કે "મહારાજ આ જનાનો તમારી સાથે શાનો"? ઉત્તરમાં વલ્લભ સ્વામિએ લગ્ન થયલાનું જણાવ્યું, અને સાથે તૈયાર કરી રાખેલું "સંન્યાસ નિર્ણય" નામનું પુસ્તક બતાવ્યું. એમાં એમણે એમ દર્શાવ્યું હતું કે સંન્યાસિનો સો જન્મે મોક્ષ થાય. અને તેયે બહુ કઠણ છે. કારણ નવાણું જન્મ ધર્મપૂર્વક જાય ને સોમાં જન્મમાં દૈવયોગે

જો માત્ર એકજ વખત પણ વિષય વાસના થઇ. તો બધાં જન્મ એળે જાય ને પાછા નવીનસરથી સો જન્મ સંન્યાસના પાળવા પડે. ઉપરાંત એણે જણાવ્યું કે પોતે યુવાન હતો માટે વિષય વાસના પૂર્ણ કરી વિધિપૂર્વક સંન્યાસ લેશે. પ્રત્યેક મનુષ્ય માટે ગ્રહસ્થાશ્રમની ખાસ આવસ્યકતા જણાવી. બધાને આ વાત ગળે ન ઉતરી. ત્યારે પ્રથમથી.જે થોડાક પોતે હાથ કરી લીધા હતા ત્હેમની મદદથી સામે થયો. આમાંથી ઝગડો પેદા થયો. તે શમ્યો નહીં અને મમત ભરાયો. વલ્લભને ગાદી છોડવી પડી, ને પોતાના અંગી ચાર પાંચ સહાયક શિષ્યો લઇ નીકળી પડયા.

હવે વલ્લભ સ્વામિ શું કરે છે તે જોઇએ. વિષ્ણુ સંપ્રદાયિ મહન્તે શ્રી વલ્લભની ચતુરતા જોઇ પટ્ટ શિષ્ય તરીકે પસંદગી કરી હતી તે તે કાર્ય માટે યોગ્યજ હતી. વલ્લભ સ્વામિ પોતાની નાત સમજતો હતો તે સ્વભાવ ચતુર હતો, મનુષ્યની પરીક્ષા કરવાની શકિત ત્હેનામાં સારી હતી. એણે આ પાંચ શિષ્યો સાથે પ્રયાણ કર્યાં પછી હવે શું કરવું કયાં જવું ત્હેનો બરાબર વિચાર કરવા માંડયો.

લોકના ભોળપણ ને અજ્ઞાનતાનો કેવો ને કેટલો લાભ લઇ શકાય, નામના, કિર્તી દ્રવ્ય શી રીતે વધુ પ્રાપ્ત કરી શકાય, ગાદી સ્થાપન કરી શી રીતે સારી રીતે ચલાવી શકાય તેનો વિચાર કર્યો. તૈલંગનો તો ત્હેમણે ત્યાગ કર્યો હતો, દક્ષિણમાં કંઇક વિદ્વત્તા હતી, કાશીમાંતો સમર્થ પંડિતોનું સ્થળ હતું. અને એ શિવાયના અન્ય પ્રદેશો સંબંધી એમને બહુ જ્ઞાન ન્હોતું, વિગેરે વિચાર કરીને ગોકુળ મથુરા પસંદ કર્યું આમ કરવામાં એમણે બે લાભ જોયા. એકતો એનું શિક્ષણ વિષ્ણુ સંપ્રદાયિ હતું એટલે વ્રજ વાસિઓને પ્રિય એવા નંદના કુંવરનો ધર્મ ચલાવવા તે બહુ અનુકૂળ પ્રદેશ હતો તેમજ ત્યાં અજ્ઞાનતા ને મૂઢતા વધુ પ્રમાણમાં હતા. આ પ્રમાણે તે ગોકુળ મથુરા જઇને વસ્યા. ત્યાં તજવીજ કરી ગિરિરાજ પર્વતની તળેટીમાં એક અન્યાર નામનું ગામ હતું ત્યાં મુકામ કર્યો. ત્યાંના કોઇ. સદુપંડયાને મળ્યા. સદુપંડયો

ગિરિરાજ પર એક ન્હાની સરખી ઝુંપડી બાંધી રહ્યો હતો. વ્રજવાસી એઓમાં તે કાંઇક ભણેલો હતો તેથી ત્યાંના છોકરાંઓને ભણાવતો. વલ્લભસ્વામિએ ત્હેની સાથે મિત્રતા કરી પોતાની પ્રવૃત્તિના હેતુથી વાકેફ કર્યો. સદુ પંડયો લોભવશ બની ભાગીદાર થયો. આવી રીતે પાંચ સાતે મળીને પુષ્ટીમાર્ગનો પ્રારંભ કર્યો ગિરિરાજ પરની સદુપંડયાની ઝુંપડીમાંની જે મૂર્તિ હતી તેનો જીર્ણોદ્ધાર કરાવી ત્યાંજ સ્થાપન કર્યું. સદુ પંડયો પણ કંઇક હોશીઆર માણસ જણાય છે. સેવાને અંગે ખરચ વિગેરેની વ્યવસ્થા ત્હેણે કરવા માંડી. પૂરણમલ્લ કરી રાજા હતો ત્હેને મળ્યો. ત્હેને ચતુરાઇથી સમજાવ્યો. ત્હેણે મંદિર બંધાવી આપવા કબૂલ કર્યું. પણ સાથે કહ્યું કે સેવા કરનાર માણસ રાજા તરફનો રહે. આ પ્રમાણે ત્હેણે મંદિર બંધાવી આપ્યું અને ત્હેમાં ગોવર્ધનનાથજી એવું નામ આપી એક મૂર્તિ પધરાવી; પણ રાજાએ સેવા કરનાર બંગાળી બ્રાહ્મણ રાખ્યા. આ ઉપરથી એક અનુમાન થાય છે કે પૂરણમલ્લ કદાચ રાધાવલ્લભી પંથનો હશે તેથી ગોડિયા બંગાલા ગોંસાઇઓની તરફથી બંગાળી બ્રાહ્મણો રાખ્યા હશે. અને એક અધિકારી પોતા તરફનો રાખ્યો જેથી હિસાબની વ્યવસ્થા બરાબર રાખી શકાય.

શ્રી વલ્લભને આ વ્યવસ્થા ફાવે એમ ન હતી. આ તો નવી ઉપાધિ વળગી. સ્વતંત્રતા ગઇ ને સેવાયે ગઇ. મંદિર બંધાવવા જતાં મૂર્તિયે ગઇ. વિચાર્યું કે આ વ્યવસ્થામાં સાર નથી. આથી તેણે પરિક્રમા કરવા વિચાર કર્યો.

જઇને થોડે મહિને પાછા ગિરીરાજ પર આવ્યા. સદુ પંડયાને મળી ચાતુર્ય વાપર્યું. બંગાળી બ્રાહ્મણોના દોષો શોધી કાઢ્યા, ને અધિકારી જે હતો ત્હેને હાથ કરી લીધો. પૂરણમલ્લ પાસે આ અધિકારી દ્વારા કળ વળ વાપરી, બ્રાહ્મણોને તિલાંજલી અપાવી. આગલો ક્રમ ચલાવવા માંડયો, અને લોકોને આકર્ષવા માંડયા. પંથનો પ્રથમ પાયો આ પ્રમાણે નંખાયો.

હવે એમણે પંથને કેવા રીતે વૃદ્ધિ કરી ફેલાવવો તે માટે યુક્તિ યોજી. એકલું સંસ્કૃત ઉપયોગી ન નીવડે, તેથી એણે કવિયો

રાખ્યા. તેઓ નિરાંતે કાવ્યો કરતા, એટલે આગળના પાંચ સાત શિષ્યોને આકવિયો બધા એના શિષ્યો બન્યા અને પ્રાચીન રીવાજ મુજબ એ ત્હેમના મહંતગુરૂ, એ પ્રમાણે બન્યા. ધીમે ધીમે વૃદ્ધિ થતી ગઇ, ચોર્યાસી વૈષ્ણવની વાર્તા પરથી અનુમાન થાય છે કે એ શ્રી વલ્લભાચાર્યના શિષ્યો થયા હશે. ચોર્યાસી વૈષ્ણવમાં ઘર તો ૩૫ કે ૪૦ તોપણ બધા શિષ્યો સાથે તેઓ વ્યવહાર છૂટથી કરતા અને ભળી જતા. તે સમયે એમાં કોઇ પ્રકારનો દંભ આડંબર સેવક સાથે ન્હોતો. આ દંભકે મોટાઇના કરતાં ચાતુર્યની વિશેષતા પ્રમાણમાં અધિક હતી. તેમ સેવકના હાથનું ખાવામાં પણ પ્રતિબંધ ન્હોતો.

## ફરીથી સંન્યાસી તથા અંત.

માર્ગ ચલાવવાના આ પ્રકારના પ્રારંભ પછી વીસેક વર્ષ આ સ્થાન પર વલ્લભ સ્વામિ રહ્યા. દરમ્યાનમાં બે પુત્રો થયા. પહેલા પુત્ર ગોપીનાથજી ૧૫૬૮માં જન્મ્યા. બીજા વીઠ્ઠલનાથજી જ્હેને વૈષ્ણવ શ્રી ગુસાંઇજી કહે છે ત્હેમનું પ્રાગટ્ય ૧૫૭૨ માં થયું.

આ પછી આ છોકરા ૧૪-૧૫ વરસમાં થયા તે વખતે શ્રી વલ્લભાચાર્ય પત્નીની સંમતિ વગર સંન્યાસી થયા. પુષ્ટીમાર્ગીય પુસ્તકોમાં જણાવ્યું છે કે એમણે બે વાર પત્નીની અનુમતિ માટે પૂછેલું પણ ત્હેણે ન સ્વીકાર્યું. એથી એમણે યુક્તિ કરી પોતે બેઠા હતા ત્યાં ઘરમાં આગ લગાડી આથી સ્ત્રીને બોલવું જ પડે કે "ઘરમાંથી નિકળો" એટલે આનો અર્થ એમણે સાર્થ કરી બતાવ્યો. એઓ તો નીકળી સંન્યાસી બની ગયા. અને "પૂર્ણાનંદ સરસ્વતેન્દ્ર" એવું નામ ધારણ કર્યું. ગોલોકમાં જવાના સાધનથી બહિર્મુખ થઇ બ્રહ્મલોકમાં જવાનું સાધન જે સંન્યાસ તે ત્હેમણે ગ્રહણ કર્યો. પોતાના સિધ્ધાન્તથી પોતેજ કેમ ઉલટા ચાલ્યા એનું કારણ સમજાતું નથી.

આ પછી સન્યાસીના વેષમાં બહુ કાલ સ્થિર બેઠા હોય એમ લાગતું નથી. કાશી ગયા ત્યાં કુટંબીમાંનો કોઇ આવી પહોંચ્યો આથી ત્હેને બહુ કંટાળો થયો તેથી અગર ગમે તે કારણે સંવત ૧૫૮૭માં શ્રી ગંગાજીમાં ત્હેમનું જળશયન થયું.

પ્રાગટ્યની વાર્તામાં આ પ્રસંગનું વર્ણન આ પ્રકારે છે. શ્રી ગોપીનાથજી તથા શ્રી ગુસાંઇજી અને અન્ય શિષ્યો એ દિવસે મધ્યાન્હે આવી પહોંચ્યા શ્રી વલ્લભાચાર્યજીને સંન્યાસીના વેષમાં જોયા એટલે તેઓ ત્યાં જઇ પહોંચ્યા. વાત કરવા માંડી. પણ શ્રી વલ્લભાચાર્યે ત્હેમના સામું જોયું નહીં, પુત્રોએ પૂછ્યું "હમારે કેમ વર્તવું." વલ્લભાચાર્યે ઇશારતથી કલમ કાગળ માગ્યાં, તે તેઓએ આપ્યા. શું લખી આપ્યું ત્હેની વિગત પુસ્તકમાં દર્શાવી નથી, માત્ર એટલું છે કે લખી આપ્યું. પછી પૃથ્વી પર જેમ ચાલે તેમ ગંગાજીના પાણી પર ચાલ્યા, મધ્ય ભાગે જઇ પદ્માસન વાળી બેઠા અને ધ્યાન ધરતામાં એક અગ્નિની ધારા ગંગાજીના મધ્યમાંથી સૂર્યમંડળ સુધી ઊંચી થઇ રહી. થોડીવારમાં બધાના દેખતા જોતજોતામાં તેઓ લુપ્ત થઇ ગયા. પછી તેઓએ ત્હેના વસ્ત્રને અગ્નિદાહ દીધો. આ નીજ વાર્તાનો સાર છે.

શ્રી વલ્લભાચાર્યના જીવનવૃતાંત અને તત્સંબન્ધી ઇતિહાસનું રેખાદર્શન સંક્ષિપ્તમાં આટલું હોઇ અહીં પૂર્ણ થાય છે. આમ છતાં સર્વ સરખા નથી હોતા, કેટલાક દુરાગ્રહી તેમજ જ્ઞાનલવ દુર્વિદગ્ધો હશે તેઓને આ વાત ગળે નહીં ઉતરે, અસંતોષકારક લાગશે. તેઓના ધ્યાનમાં તો પુષ્ટી માર્ગના મોટા મોટા ગુરૂવર્યો એ જે ચમત્કાર કરેલા તેનાં વર્ણનને મહાત્મ્ય તરવરતાં હશે માટે હવે તે સંબન્ધમાં કંઇક સમાધાન તેમ સ્પષ્ટીકરણની આવશ્યકતા છે.

## કહેવાતા ચમત્કારોનું મિથ્યાત્વ.

ધર્મવાદો કે ધર્મોનું ઐતિહાસિક નિરીક્ષણ કરીશું તો જણાશે કે ઉત્પત્તિ સમયે જે પરિસ્થિતિ હોય છે તે વખતે મુલ સ્થાપન કરનારમાં સામાન્ય સાધારણ મનુષ્યો કરતાં કંઇક સહેજ અંશે પણ વિશિષ્ટતા હોય છે. કંઇક ચાતુર્ય, કંઇક બુદ્ધિપ્રભાવ, કંઇક હોશિયારી કંઇક વ્યવહાર કુશળતા, કંઇક યુક્તી પ્રયુક્તિઓ, કંઇક બુદ્ધિવિલાસ, અગર જ્ઞાન એમાં ગમે તેમાં વિશિષ્ટતા હોય છે. આમાંના એક અથવા વધુ સાધારણ મનુષ્યો કરતાં કંઇક વધુ પ્રમાણ હોય છે. તેમજ લોકોને ભુરકી નાખવાની

અસાધારણતા હોય છે. વળી બીજું એવું પણ હોય છે કે સામાન્ય જનસમાજ અજ્ઞાન તેમજ અંધ શ્રદ્ધાળુ હોય છે. આ દુનિયાનું ઠેકાણું હોતું નથી છતાં પરજીવનના જ્ઞાન માટે કોણ જાણે કેમ બહુ ઉત્સુક હોય છે. અને આવા જોનારના દૃષ્ટિ પથમાં જોનારની દૃષ્ટિ બ્હાર તેટલું બધું જાણે કંઇક પરજીવનનું. કંઇક ઇશ્વરી, કંઇક દૈવી એવી માન્યતા રચાય છે. એટલુંજ નહિં પણ કંઇક વખત કેટલાક કેળવાયલા શિક્ષિત ગણાતા મનુષ્યો પણ આવા હોય છે. તેઓમાં વખતે માનસિક નિર્બલતા હોય છે, વ્હેમ હોય છે, વખતે દંભ હોય છે, મોટાઇ હોય છે, આડંબર હોય છે. વિવિધ પ્રમાણમાં વિવિધ અંશો વિવિધ મનુષ્યોમાં હોય છે. આમાંનું એક અગર બીજું જુદા જુદા પ્રમાણમાં હોય છે તે પોષાય છે, ને ઘણા ખરા તો અન્યોઅન્યના પોષક બને છે. આમ થવાથી એક સામાન્ય સપાટી બને છે. ને સરખાપણું એક પ્રકારે પ્રવર્તે છે. પ્રથમ થોડા હોય છે. પછી ધીમે ધીમે જન્મથી, સસંર્ગથી વ્યવહારમાં સ્વાર્થ અને અન્યો અન્યનો ખપ હોવાથી સામાન્ય વર્ગ ખુશામદ પ્રિય કે ખુશામદ કરનાર હોવાથી સંખ્યાની વૃદ્ધિ થાય છે. અનેકોની એક સમિતિ, એક સંસ્થા, એક મંડળ, એક સંપ્રદાય એવું બને છે. ધીમે ધીમે સ્થપાય છે, વૃદ્ધિ પામે છે, વળી કોઇ નવીન વિચાર પ્રવર્તક નીકળતાં અસ્ત પામે છે. ધર્મ શું, સત્ય ધર્મ કીયો, વિશ્વમાં અનાદિ ચક્રને અનુસરતો, શાશ્વત નિયમોને અનુકૂલ એ સમજવું સહેલ નથી. આ વાત અહીંથી આટોપી શ્રી વલ્લભાચાર્યના કહેવાતા ચમત્કારો સંબંધી હવે વિવેચન કરીશું. વિશેષ સુગમ થવાના હેતુથી પ્રશ્નોતરદ્વારા એનો વિચાર કરીશું.

પ્રશ્ન—તમે તો એમના જીવનનું સાદું વર્ણન કર્યું પણ છેક હરી નારાયણ ભટ્ટના કાળથી તેમણે ચમત્કાર કરવા માંડયા તે સંબન્ધમાં તો શબ્દ સરખો ન કહ્યો.

ઉત્તર—અમારૂં વર્ણન યથાર્થ છે. ઉભય પક્ષ અર્થાત શ્રી વલ્લભ સંપ્રદાયિ તેમજ ત્હેમના વિરોધી બન્ને તરફ તટસ્થ વૃત્તિ રાખી યથાયોગ્ય લાગ્યું તેટલુંજ લખ્યું છે. કારણ સ્વસંપ્રદાયિએ

ચમત્કાર વિગેરે સૃષ્ટિક્રમ વિરૂદ્ધ હકીકત લખી અતિ અતિશયોક્તિ કરેલી છે તેમજ વિરોધીએ અંગત ભાવથી શ્રી વલ્લભાચાર્યજીના જીવનને અત્યંત અનિષ્ટ અંશોથી ભરેલું દેખાડવા પ્રયત્ન કર્યો છે. આ પણ ઉચિત નથી. આ માટે આ બન્ને તરફના વિશેષ પક્ષપાતપણાવાળા ભાગને બાદ કરી યોગ્ય તુલના કરી સૃષ્ટિક્રમ અનુકૂળ સિદ્ધ થઇ શકે એવી વાતો અમે ઉપર લખી છે. પ્રશ્ન—ત્યારે શું હરી નારાયણભટ્ટ વેદનો અવતાર હતા તે ખોટું હશે? શું તેમણે કેટલાક માયા વાદોને પાડા પાસે ઉત્તર ન્હોતા અપાવ્યા? યજ્ઞ કરવા માંડયા પછી "અમે તમારા કુળમાં અવતાર ધારણ કરીશું" એવી ભગવદ્ વાણી શું ન થઇ હતી? એમના પુત્ર ગંગાધર શું શિવજીના અવતાર ન્હોતા? ગણપત ભટ્ટ સૂર્યનો અવતાર ન્હોતા વારૂ? આ બધું પુસ્તકોમાં છે ત્હેનું સમાધાન શું હશે?

ઉત્તર—પાડો વેદોચ્ચાર કરે એ તેવીજ જાડી બુદ્ધિના માને તેમજ બીજી જે વાતો છે એ કેવળ અશાસ્ત્રીય તેમજ કલ્પનામાં પણ ન ઉતરે એવી છે. વારૂ જો એમ હતું અને સૂર્યના અવતાર તેમજ આ બધું જે કંઇ લખ્યું છે તેમ હોય તો તેને પરદેશ શું કામ વસવું પડે? વારૂ તે ન્યાત બ્હાર શું કામ થાય?

આ બધા જે સામાન્ય માણસને બંધ બેસતા આવે તેવા પ્રસંગો શું કામ બને? માટે એ કેવળ અસત્ય છે. આ પ્રમાણે દરેક ચમત્કાર સંબન્ધમાં સ્હમજવું. વલી જો અવતાર હોય તો કેટલેક ઠેકાણે શેષજીનો અવતાર લખ્યો છે કેટલેક ઠેકાણે વસુદેવજીનો આમ જુદું જુદું છે. વળી લક્ષમણ ભટ્ટે સો સોમયજ્ઞ કર્યા ને કુંડમાંથી વાણી થઇ તે પુસ્તક લખનારેજ સાંભળી હોય તો કોણ જાણે, તેમજ લક્ષ્મણ ભટ્ટને જે વાત ગોવર્ધનનાથજીએ કહી તે વાત લખનારને શી રીતે ખબર પડે કારણ ગોવર્ધનનાથજી તે વખતે પ્રગટયા ન્હોતા. વલી લાખો વર્ષ પર થઇ ગયલા ભારદ્વાજ મુનિ લક્ષ્મણને મળે આવી વાત માત્ર કેવળ ધર્માંધ વૃત્તિના મનુષ્યના ધ્યાનમાં ઉતરે. વળી સોમયજ્ઞ કરાવી સવા લક્ષ મનુષ્યોનું બ્રહ્મ ભોજન કરાવ્યું, આમાંયે સત્યતા હોવા સંભવ નથી કારણ એવા સમૃદ્ધિવાન હોત તો એક પુત્ર ગિરી શું કામ બને, અને એક પુરી

શું કામ બને ? ને એક ગુસાંઇ શું કામ બને ? સાક્ષાત પરમેશ્વર ગર્ભમાં હોય તો મુસલમાનના ત્રાસથી કાશીથી ન્હાસવું ન પડતે માટે આવી રીતે ચમત્કારની બાબત કેવળ અસત્ય અતિશયોક્તિવાળી છે. ચમત્કારની કોઇ પણ વાત વિશ્વસનીય નથી. જ્યાં અજ્ઞાન, અંધશ્રદ્ધા, વધુ પ્રમાણમાં ફેલાયલાં હોય ત્યાં જે વાતો ઇશ્વરના બનાવની હોય તે ભયાનક રસથી સમજાવી ચમત્કાર રૂપે મનાવાય. કોલમ્બસ અમેરિકામાં ગયો. ત્યારે ત્યાંના લોક સાથે જરા ખટપટ થઇ પછી તે દિવસે ખગ્રાસ ચંદ્ર ગ્રહણ થવાનું હતું ત્યારે ત્હેણે કહ્યું "હું ઇશ્વરનો કોપ ઉતારી રાત્રે અંધકાર કરીશ." તેમ થયું. આથી અજ્ઞાન લોક પગે પડયા ને કાલાવાલા કર્યા. એટલે જાણે પ્રકાશનો એજ દાતા હોય તેમ કહ્યું "થોડા કલાક રહી અજવાળું થશે હું પ્રભુની પ્રાર્થના તે માટે કરીશ," કારણકે ગ્રહણ છુટતાં પ્રકાશ થવાનોજ હતો. લોકો તો અજ્ઞાનતાથી કોલમ્બસને દવી ગણવા લાગ્યા. તે કાળની દ્રષ્ટિએ જોતાં શું શું ન માન્યો હોય ? જાદુગરો, બાજીગરો, નેત્રપલ્લવી, કરપલ્લવી કરનાર આજેયે શાગીર્દ ને મળતીઆ રાખી એવા ચમત્કાર બતાવે છે કે જોતાંજ ઘડીભર અજાયબીમાં નાંખે છે. આજના જમાનામાં જો કે શ્રી વલ્લભાચાર્યને પરમાત્માનો અવતાર માનનાર કેળવાયલો વર્ગ ઓછો છે છતાં આજકાલના શ્રી ઉપેન્દ્રને યે ભગવાન માનનાર શિક્ષિત વર્ગ છે તો પછી થોડુંક લખવું પ્રાપ્ત થાય છે. પુરાણમાં અવતાર તો ચોવીસ છે પચીસમો અવતાર કયાંથી આવ્યો ? છવીસમો કયાંથી થયો ? એક પુસ્તકમાં શ્રી વલ્લભાચાર્યને અગ્નિનો અવતાર લખે છે બીજામાં ગોલોકવાસી કૃષ્ણના મ્હોંનો અવતાર કહે છે. ત્રીજામાં ચંદ્રાવલી સખીનો અવતાર લખે છે, ચોથામાં કૃષ્ણ અને રાધાને વિછડેલા જીવોનો બહુ વિરહ થયો તેથી બેઉના નેત્રોમાંથી વિરાહાગ્નિ પ્રગટ થયો, આ અગ્નિનો સંયોગ થતાં અગ્નિમય પુતળું થયું; ત્હેને પૃથ્વીપર મોકલી દીધું એમ લખે છે. અહીં વિચિત્રતા જોવાની એ છે કે જીવ વિછડયા પછી ભગવાને ત્હેમને લેવા સારૂં સારસ્વત કલ્પમાં કૃષ્ણાવતાર ધરી ઉદ્ધાર કર્યો, અને ત્હેમાંથી બાકી રહ્યા ત્હેમને માટે શ્રી વલ્લભનો અવતાર થયો. તો હવે સારસ્વત કલ્પને તો કરોડો વર્ષ થયા અને

ભગવાન પોતાના જીવનો ઇચ્છાએ કરીને ઉદ્ધાર કરી શકયા નહી તેથી ભગવાનને વિરહ થયો આ કેવળ હાસ્યજનક લાગે છે. વળી પ્રત્યેક પુસ્તકમાં પરસ્પર વિરૂદ્ધ તેમજ જુદી જુદી વાતો છે. વળી શ્રી વલ્લભાચાર્ય પોતેજ પોતાને તેમ માનતા ન્હોતા કારણ કે તેઓ તો સ્પષ્ટ શ્રી કૃષ્ણની પ્રાર્થના કરે છે કે "હે કૃષ્ણ? મ્હારી રક્ષા કરો, હું મ્લેચ્છોથી ઘેરાયલા દેશમાં હેરાન છું." વળી ત્હેમણે સ્વામિનીજીના ચરણની પણ સ્તુતિ કરી છે તો તે પૂર્ણ પુરૂષોતમરૂપ અવતાર હોઇ શકે નહિ. નીજ વાતો વાંચવાથી એ પર્યટન કરનાર, ભિક્ષાથી આજીવિકા ચલાવનાર એક ચતુર મનુષ્ય હતા એમ લાગશે. શિષ્યો અવતાર ને પ્રભુતાની અતિશયોક્તિ કરે એથી કંઇ તે સત્ય ઠરે નહિં. કેવળ હાસ્યજનક અસત્ય છે વેદ, છ શાસ્ત્ર, શ્રુતિ, સ્મૃતિ, ભાગવત, રામાયણ કેથે વલ્લભાચાર્ય માટેની આ વાતનો લેશ સરખો પણ ઉલ્લેખ નથી. ગંગાજી શ્રી વલ્લભાચાર્યના ચરણના સ્પર્શ કરવા ઉંચા ચ્હડે એ પણ કેવળ વિચીત્ર કલ્પના છે. વળી પોતાની માતાને બગાસું ખાઇ મ્હોંમા વ્રજ બતાવ્યું આ પણ કેવું અસંભવિત છે? કાશી વિશ્વેશ્વર, જે એક પત્થરની મૂર્તિ તે મનુષ્યનો વેશ ધારી આવે એ કેવી અંધ કલ્પના લાગે? સત્યવાત એ છે કે જે શ્રી વલ્લભ સ્વામિ બહુશ્રત, સામાન્ય શિક્ષિત, ચંચળ, ચતુર, વ્યવહાર કુશળ હતા. વિદ્વત્તાના પ્રભાવશાળી કંઇ મોટા ગ્રંથો એમણે લખ્યા નથી જે સુવિખ્યાતિ છે તે બેજ પુસ્તકો માટે. એક ભાગવતની ટીકા સુબોધિની તેમજ બીજું અણુ ભાષ્ય. અલબત્ત ત્હેમણે પોતાની પાસે પંડિતો રાખ્યા હતા ત્હેમનીયે સહાય લીધી હશે પણ આજ ગ્રંથો ત્હેમનાપ્રસિધ્ધ ગ્રંથો છે.

આથી અધિક ત્હેમનામાં વિશેષતા હોય એમ લાગતું નથી. વળી કૃષ્ણદેવ રાજાની સભામાં એઓ જીત્યા એ પણ શંકાશીલ લાગે છે. કૃષ્ણદેવ રાજા એમનો શિષ્ય થયો હોય તો આજે વિધાનગર સલામત છે તેમ કૃષ્ણદેવના વંશજો રાજ્ય કરે છે તેઓ વલ્લભાચાર્યને ઓળખતા પણ નથી, વૈષ્ણવ પણ નથી, ત્હેમનું એક મંદિર પણ નથી, બેઠક સુધ્ધાં પણ ત્યાં નથી. હવે બીજા ચમત્કાર બાબત જોઇશું તો જણાશે કે શ્રાવણ મહિનાની એકાદશીને

દહાડે ભગવાને શ્રી વલ્લભાચાર્યને દર્શન આપ્યા. તે પણ યુક્ત નથી. કારણ ધડિક પોતેજ ભગવાન બને ધડિકમાં બીજા ભગવાન દર્શન આપે આવો પરસ્પર વિરોધ આવે છે. "આચાર્યજી મહાપ્રભુજી અયોધ્યામાં ગયા ત્યાં શ્રી રામચંદ્ર મળ્યા તેઓએ વલ્લભાચાર્યને પૂર્ણ પુરૂષોત્તમાય નમઃ" કહ્યું, ને વલ્લભાચાર્યે ત્હેમને "મર્યાદા પુરૂષોત્તમાય નમઃ" કહ્યું, તેથી હનુમાનજીને શંકા થઇને "રામચંદ્રજીએ નિવારણ કરી." હવે અહીં કશું કહેવાનું નથી. માત્ર કાલનિર્ણય કરતાં તરત સુજ્ઞ જનને સમજાશે. આજની પ્રજા એટલી બધી મૂર્ખ નથી કે રામચંદ્રજી અને શ્રી વલ્લભાચાર્યને સમકાલિન માને. વ્યાસજી અલકનંદા આગળ પર્વતની ગુફામાં વલ્લભાચાર્યજીને મળ્યા અને બીજાને સારૂ ગુપ્ત થઇ ગયા આ પણ કેવળ હાસ્યજનક લાગે છે. એક ઠેકાણે લખે છે કે બંગાળ તથા સિંધ વગેરેમાં સ્મૃતિની આજ્ઞા ન હોવાથી વલ્લભાચાર્ય ગયા નહી પણ ત્યાં કેટલાક દૈવી જીવો હતા. ત્હેમને આ દેશની હદપર ઉભા રહી ચરણની રજથી પવિત્ર કર્યા. એક ઠેકાણે લખ્યું છે કે એક "વન હતું ત્યાં શ્રી આચાર્યજી પધાર્યા પછી વનમાં ઘણાક દૈવી જીવો જનાવરના અવતારમાં હતા ત્હેમનો ઉદ્ધાર કરવા એક ટેકરીપર બેઠા પોતાનો ચરણ સો જોજન લાંબો કર્યો એટલે દૈવી જીવો તે ચરણની ગંધ લઇ પાવન થઇ ગયા." એક ઠેકાણે લખ્યુ છે કે "એક ગામમાં માયા વાદીઓએ એક દેવીને કુંભમાં પુરી હતી. ત્યાં વલ્લભાચાર્ય ગયા તો લાજ કાઢી ઉભી રહી." આ ઉપરાંત એટલી એટલી બાબતો છે જે લખતાં પાર ન આવે આ લોકોએ ગપાટા મારવાનું કેટલું બ્હોળા પાયાપર ચલાવ્યું હતું તેના આ દૃષ્ટાંતો જાણવા જોગ નમુના રૂપ થઇ પડશે. સુજ્ઞ વાચકોની આપો આપ ખાતરી થશે કે એ લોકો એ જુઠાણાંના છાટાં નહીં પણ વરસાદજ વર્ષાવ્યો છે. કોણ જાણે શું હશે કે ધર્મોને ચમત્કાર સાથે કેમ સંબન્ધ બતાવાતો હશે? ધર્મ શું? ધર્મમાં ચમત્કાર શા માટે હોવા જોઇએ? ચમત્કાર શું? આ બધાનો વિચાર કર્યા વગર કે ધર્મના સ્વરૂપનો વિચાર કર્યા વગર ચમત્કારના વર્ણન હમેશ જોવામાં આવે છે. શંકરાચાર્યે ઝારી પાસે મંત્રો બોલાવ્યા ને વલ્લભાચાર્યે

પત્રાવલંબનથી કાશી સમસ્તના પંડિતોને મ્હાત કર્યાં અને દિગ્વિજય પ્રાપ્ત કર્યો આવી આવી વાતો જોવામાં આવે છે. આ જનસમાજની અજ્ઞાનતાને નિર્બળતાનુંજ પરિણામ હોવાનો સંભવ છે. જાણે જ્ઞાન વગર, સદાચરણ વગર, ભક્તિભાવ વગર, ઉપાસના વગર, માનસિકને આત્મિક કોઇ પણ પ્રકારની ઉન્નતિ સાધ્યા વગર અલ્લાદીનના લેમ્પ માફક માત્ર આવા પુરૂષોના ચમત્કાર માત્રથી પ્રભુની પ્રાપ્તી થતી હોયને ? માત્ર પ્રજાની જનસમાજની એશ આરામી કે આલસ્ય તેમજ પ્રમાદી અવસ્થાને લીધે વગર મહેનતે રે અનેક અધમ આચરણો છતાં તેઓનાં પાપફલ ને સટે સુદ્ધાં સુફળ અને સ્વર્ગ પ્રાપ્ત કરવાની આશા રાખે છે.—

આ સામાજિક અવસ્થા આલસ્ય, પ્રમાદ, તેમજ હીનતાનું પરિણામછે. અધોગત અવસ્થાનું સૂચક ચિન્હ છે. તેમજ વિનાશ્રમ, વિના ધર્મ, વિના સદાચરણ, વિના ઉપાસના, વિના જ્ઞાન, આવા ચમત્કાર માત્ર શું સુફલ પ્રાપ્ત કરાવી શકે? આ સંબન્ધમાં આટલું કથન બસ ગણાશે.

**પ્રશ્ન**—તે તે કાલના ભિન્ન ભિન્ન કવિઓએ કેટલાંક પદો ગાયાં છે જેવાં કે :—

**સુરદાસજીએ ગાયું છે કે,**

એમને વિષે કેટલાં પદો મોટા મોટા કવિઓએ ગાયાં છે. જેવાં કે :—

**૧. સુરદાસજીએ ગાયું છે કે,**

“ઇન ચરનન કેરો ભરોસો, “ઇન ચરનન કેરો. ટેક શ્રી વલ્લભ નખચંદ છટાબિન, સબ જગમે, જુ અંધેરો. ૧ સાધન ઓર નહીં યા કલિમેં, જાસેં હોત નિબેરો. ૨ સૂરદાસ કહે દ્વિવિધ આંધરો, બિના મુલકો ચેરો. ૩.

**૨. રસિક પ્રીતમજીએ ગાયું છે કે,**

વલ્લભહી કો ભરોસો, મોયે શ્રી વલ્લભહી કો ભરોસો. ટેક. અન્ય દેવકો જાને ન માનો, ઇનકો આસરો ખરોસો. ૧. કછુક

બિચારા સમજ મન મેરે, વારવાર કહું તોસો. ૨. રસિક સુધા સાગરકોં તજકે, કયોં પીવત જલ ઓસો. ૩.

### ૩. કૃષ્ણદાસજીએ ગાયું છે કે,

તાહી કોં સિરનાઇયે, જોપે શ્રી વલ્લભ પદ રજ રતિ હોય. કી જે કહા આની ઉંચે પદ, તિનસોં કહા સગાઇ મોય. ૧. સારા સાર બિચારી મતો કર સુતાબિચ ગોધન લીયો હૈં નિચોય, તહાં નવનીત પ્રગટ પુરૂષોતમ, સહજહી ગોરસ લીયો હૈં બિલોય. ૨. જાકે મનમેં ઉગ્ર ભરમહૈં શ્રી વિઠ્ઠલ શ્રી ગિરિધરદોય, તાકો સંગ વિષમ વિષદૂતેં, ભૂલે ચતુર કરો જિન કોય. ૩. તેજ પ્રતાપ દેખત અપને ચક્ષુ, અસ્મસાર જ્યોં ભિદેન તોય, કૃષ્ણદાસ સુત સુરતે અસુર ભયેં, અસુરતેં સુર ભયે ચરનની છાય. ૪.

### ૪. વૃજાધીશજીએ ગાયું છે કે,

જે શ્રી વલ્લભ ચરણ કમલ શિરનાઇયે, પરમ આનંદ સાકાર સસિ સરસ મુખ, મધુરી વાણી ભક્ત જનન સંગ ગાઇયે, ૧. રાજ તમ છાંડિ મદસત્વકો સંગ હોય રાખિ વિશ્વાસ પ્રેમ પંથકોં ધાઇયેં, કહત વૃજાધીસ વૃંદા વિપિન દંપતી, ધ્યાન ધરિ ધરિ હીયે દ્રગન સીરાઇયેં. ૨.

### ૫. પદ્મનાભદાસે ગાયું છે કે,

શ્રી વલ્લભ એ સોઇ કરે ॥ ટેક ॥ જો ઇનકે પદ દઢકર પકરે મહા રસ સિંધુ ભરે. ૧. વેદ, પુરાન સુધરતા સુંદર, ઇન બાતન ન તરે ॥ શ્રી વલ્લભ શ્રી વિઠ્ઠલ પદ તજકેં, ભવ સાગરમેં પરે ૨. નાથકે નાથ અનાથકે બંધુ, અવગુન ચિત ન ધરે, પદ્મનાભકે અપનો જાનકે, કુબત કર પકરે. ૩.

### ૬. શ્રીદાસજીએ ગાયું છે.

સબનતેં શ્રી વલ્લભ નામ ભલો. ટેક. લીજે લીજે લીજે ના તર, કલયુગ કરત છલો. ૧. સમ દમ, તીરથ સદન સ્વામ ધન; તીરથ વૃથા ચલો, શ્રી વિઠ્ઠલ ગિરધર શ્રી નિધિ, રિધ સિધ પ્રબલો. ૨.

એ તો ૭ નમુના બતાવ્યા છે, પણ તેઓએ પદ તો ઘણાં ગાયાં છે. વળી એ શિવાય બીજા પુરૂષોત્તમજી, દ્વારકેશજી, વિષ્ણુદાસજી, હરિદાસજી, વ્રજભૂષણજી, ભગવાનદાસજી, ચતુરભુજદાસજી, છીતસ્વામીજી, માણેકચંદજી, રંગીલદાસજી, વ્યાસદાસજી, પદમાનંદ દાસજી, કુમનદાસજી, ગોવિંદદાસજી, અને રામદાસજી, વગેરે ઘણા કવિઓએ એમને ભગવાન તરીકે ગાયા છે, તેનું કેમ?

ઉત્તર—ભાઇ કવિઓએ લખેલું છે એટલે ખરૂં છે એમ જે માનવું તે યોગ્ય નથી બુદ્ધિમાને તો અવશ્ય પરીક્ષા કરીને માનવું અથવા છોડવું જોઇયે. એમ તો વામમાર્ગમાં સ્ત્રીના ગુહ્ય સ્થળને ભગવાનવત્ પૂજાવ્યું છે. તે કવિઓએ કે કોઇ બીજાએ? અનેક ચીજોને પોતાનાં ઉદર નિમિત્ત ખાતર વા અજ્ઞાનથી કવિઓએ પરમેશ્વર બનાવ્યા છે "उदर निमित्तं बहु कृत वेशाः" એ કેહવત પ્રમાણે ચાલનારા પણ કવિઓ ઘણા થઇ ગયા છે. એક કાળ એવો હતો કવિરાજ દરબાર શોભાવનારજ હતા. વિચાર કરી જોશો તો જણાશે કે કેટલીક વખતે કોઇ સાધારણ માણસ હોય, તેને પણ કવિઓ પોતાને પૈસો મળવાની લાલચે રાજા કરતાં સરસ વખાણી નાખે છે. અને કોઇ સાધારણ રાજા પાસેથી પૈસો લેવો હોય, તો તેને ઇન્દ્ર, કુબેર અથવા વિષ્ણુની ઉપમા આપે છે. એ વિષે એક સંસ્કૃત ગ્રંથમાં લખ્યું છે કે, "कवयः किं न पश्यन्ति, किं न भक्षंति હવે કવિઓ આવા પ્રકારની વિવિધ કવિતાઓ લખે તેપરથી પરમાત્માપદ એક મનુષ્યને અર્પી શકાય નહિ. કવિઓ નાના પ્રકારના રસાલંકાર ઉપજાવી કાઢી નવી નવી કથા બનાવતા. વામમાર્ગમાં સ્ત્રીનાં ગુહ્ય સ્થળને ભગવાનવત્ પૂજવાનું પણ એવા કવિઓનીજ ચાતુરીનું પરિણામ છે. વસ્તુતઃ કવિઓ રાજદરબાર શોભાવતા ગીતો, કવિતા કરી એક સામાન્ય માણસને પણ ઇન્દ્ર, કુબેર કે વિષ્ણુની ઉપમા આપે, એવા પણ કવિયો હતા. વળી જનસમાજની અજ્ઞાનતા અહીં નડે છે. લોક ખુશામદને ચાહે છે, તેમજ લોક ખુશામદ કરે પણ છે. ખોટી સ્તુતિ, ખોટી મહત્વતા, ખોટી ઉપમામાં રચ્યાપચ્યા રહે અને અજ્ઞાન અને બુદ્ધિપૂર્વક વિચાર વગરની અંધશ્રદ્ધા હોય ત્યાં

આવા આવા આલંકારિક વર્ણનો કેવળ સત્ય મનાય છે.* જગતમાં ભોળાનો તોટો નથી. જ્યાં પરવશતા હોય છે, જ્યાં સ્વમાન નથી, જ્યાં આરામીયતની લાલસા હોય, જ્યાં આપબળપર આધારપણું હોતું નથી, જ્યાં માત્ર તૈયાર, શ્રમ વિના સુફલ જોઇએ છે, જ્યાં માત્ર આરામીયતથી અતિમાં અતિ સુખલાલસા પ્રાપ્ત કરવાની વાસના થાય, ત્યાં એક ચમત્કાર માટેની વાત સાંભળી હજારો મનુષ્યો દોડા દોડી કરવા મંડી જાય, હજારો મનુષ્યો પ્રમાદિ અંધશ્રદ્ધાથી, અતિ આતુરતાથી દોડે છે. આવી રીતે કંઇ કંઇ સ્વાર્થથી–કંઇ કંઇ વિચારથી હજારો મનુષ્યો આવા સામ્ય ધર્મી બને છે. કાળ બળે તેમાં ને તેમાં જન્મ પરંપરાએ લાખો બને છે, છતાં અજ્ઞાન તેટલુંજ રહે છે. ધર્મ શું તેનીયે ખબર નથી હોતી. પોતાના સાંપ્રદાયિક સિદ્ધાંત શું તેયે ખબર નથી હોતી. માત્ર વ્યવહારિક ન્યાતજાતની રૂઢીને ખાતર ધર્મની છાપ અને મ્હોર રાખે છે, સંક્ષેપમાં જણાવીશું કે શ્રી વલ્લભાચાર્યનો ઇતિહાસ સામાન્ય રીતે આટલોજ છે. કોઇ પણ સુજ્ઞજનને રાગ દ્વેષમાં ન તણાતાં તટસ્થ વૃત્તિ રાખીને આ ધર્મની ઉત્પત્તિ જોવા અમે નમ્રતાથી વિંનતી કરીએ છીએ.

---

## પ્રકરણ ૨ જું.

આગલા પ્રકરણમાં આપણે શ્રીમદ્ વલ્લભાચાર્યના જીવનની રૂપરેખા આંકી. અહીં આપણે હવે જરા આ ધર્મોત્પત્તિકારોના જીવનની એક બાબત તરફ લક્ષ્ય કરીશું. તે એકે લક્ષ્મણ ભટ્ટે ન્હાનપણમાં પિતૃગૃહથી ન્હાસી જઇ તેહેનો ત્યાગ કરી સંન્યાસ લીધો હતો. તત્પશ્ચાત પોતાના કૌટુમ્બીઓ અને દીક્ષા આપનાર સંન્યાસીના આગ્રહ અને આજ્ઞાને લીધે પાછા ગૃહાશ્રમી થઇ ત્રણ પુત્રોના પિતા થયા એટલે વાસના ક્ષય વિનાનો આ વિરાગ હતો. ગ્રહસ્થાશ્રમ તરફ તેને પ્રીતિ અનુકૂળ સંજોગમાં હોવીજ જોઇએ. આ પ્રમાણે વાસ્તવિક રીતે તો તે ગૃહસ્થાશ્રમીજ હતા. શ્રી વલ્લભમાં કંઇ બીજોજ રૂપ રંગ છે. એઓ તો પરણવા

---

* આ પ્રમાણે સહજાનંદ, ને છેક અત્યારે ઉપેન્દ્ર ભગવાન સુધી આ કાશની માન્યતા ચાલતી જોનામાં આવે છે.

અતિઉત્સાહિ શરૂથીજ જોવામાં આવે છે, અને જ્યારે શ્રમ વિના કન્યા મળે છે, તો તેઓ તલપાપડ બની ગયા હતા, અને તેમાટે શિષ્યો સાથે અનેક યોજના યોજી. અનેક ચાતુર્ય ભર્યાં ઉત્તરો ને સમાધાનો શંકાશીલ શિષ્યો માટે શોધ્યા. અનેક કષ્ટો સહ્યાં. ગાદી સ્થાપન કરી અને પંથ પ્રચલિત કરવા અનેક પ્રયત્નો કર્યા. આ બધું ગૃહસ્થાશ્રમમાં રહીનેજ. અને સંન્યાસ માટે પત્નીની ઇચ્છા પૂછે છે તે તો બહુ કાળે. પોતે જે વિચારો સંન્યાસ માટેના કર્યા અને શિષ્યોને કહ્યા હતા, (આપણે આગલા પ્રકરણમાં જોઇ ગયા છે.) તેથી તદ્દન આ સન્યાસ સબન્ધી વિચાર ઉલટો હતો. આ પ્રમાણે મૂળના વિચારોનું પ્રાયશ્ચિત કેમ કર્યું તે સ્હમજાતું નથી, પણ તે પછી અલ્પ સમયમાંજલશયન કર્યું એમનું કૈલાસગમન થયું. માનવાને કારણ છે કે, આ સંન્યાસ નામ સંન્યાસજ હતો. આ ઉપરથી એક વાત ફલિત થાય છે કે આ પુષ્ટીમાર્ગીય સિદ્ધાંતમાં પ્રાચીન આર્યોના વર્ણાશ્રમના વાનપ્રસ્થને સંન્યાસ એ બે આશ્રમનું વિસ્મરણ કરવામાં આવ્યું છે. વાનપ્રસ્થની સંસાર તરફની અનાસક્તિ અથવા તો ઉદાસીનતા, કે શુદ્ધ સંન્યાસના તપ જીવનની મહત્તા કે સકલ સંસાર માટે જીવવાનુ સ્વાર્પણ જ્ઞાનમય તપપરિધાનથી સબળ બનેલા જીવનની કલ્યાણ ભાવનાને આ સિદ્ધાંતમાં અવકાશજ નથી દેખાતો. બાકી આ અતિ ઉચ્ચ ભાવના આર્યજીવનમાં તો છે. એક પુસ્તકમાં "મર્યાદા માર્ગને પુષ્ટીમાર્ગનો ભેદ નિરૂપણ કરતાં લેખક જણાવે છેઃ મર્યાદા માર્ગમાં દેહરક્ષાર્થ ભિક્ષાટન છે. અત્ર વિપ્રયોગાનલ વડે દેહપાતાર્થ સર્વ સમુદ્યમ છે, એટલે દેહરક્ષાર્થ ભિક્ષાટન પણ ન રહ્યું વિશેષ અત્ર તો જ્ઞાન પણ સ્વાસ્થજનક હોવાથી બાધક છે" અર્થાત ગૃહસ્થાશ્રમનેજ પ્રધાનપદ છે. ગૃહસ્થાશ્રમના સુંદર રસજીવનની શુદ્ધ રસકળાનો ને ધર્મકળાનો આશ્રમમાં ઉપભોગ કરી તેનું શુદ્ધ સત્વ ચુશી પચાવી ઉપમર્દન ચુર્ણશઃ કરી તે વડે જીવન સંસિદ્ધ કરતે કરતે,—કરીને—વાનપ્રસ્થ ને સન્યાસના ઉંચા ગિરીસ્થલોપરથી સંસાર અને આત્મા જોવાની દૃષ્ટિ આથી ખંડિત થાય છે. ગૃહસ્થાશ્રમની બ્હાર આ પ્રભુનું સ્થાનજ નથી. પ્રહકુંજની લીલાની બ્હાર સકલ સંસારના વિરાટ ભાવની મહાલીલાનું દર્શનજ

નથી. અને જ્ઞાન પણ પુષ્ટીમાર્ગીય "વિકલત્વ" માં બાધક એટલે જ્ઞાનહીનના હસ્તમાં આ રસલીલાનો સિદ્ધાંત અતિ હાની કારક થઇ પડે છે રસને સ્થળે રસાભાસ તરફજ દોરે છે, સૂક્ષ્મ કરતાં સ્થુળ તરફજ દોરે છે. પાછલા આચાર્યો પણ સામાન્ય મનુષ્યો જેવાજ હતા, અને કૌટુમ્બિક જીવનને અંગે જે કલેશો જોવામાં આવે તે પુષ્કળ હતા. વલ્લભાચાર્યના જળશયન પછી ત્હેનાં બેઉ છોકરાઅને શિષ્યો પાછા ગિરીરાજપર પોતાને સ્થાનકે ગયા. પંથ વધારવા પ્રયત્ન કરવા લાગ્યા. તેમ પરણવા પૈસો એકઠો કરવા લાગ્યા, અને પરણ્યા, પણ જેમ સામાન્ય રીતે જોવામાં આવે તેમ બેઉ સ્ત્રીઓ વચ્ચે અણબનાવ થવા માંડ્યો, અને બન્નેને છોકરાં થયા. ધીમે ધીમે ટંટો વધતા ગાદિના સ્વામિત્વ માટે લડવા લાગ્યા.

ગોપીનાથ મોટો હતો તેથી કબજો ત્હેના હાથમાં હતો. વિઠ્ઠલ નાથજી ગુસાંઇજીના નામે ઓળખાય છે તેણે પાદશાહ આગળ આથી ફરિયાદ કરી. દિલ્લી ખાતે ચાર વરસ સુધી લડતાંયે નિકાલ આવ્યો નહીં. પછી અણચીંત્યો ગોપીનાથજી રામશરણ થઇ ગયો. આનું કારણ ગમે તે હો પણ એ લોકની લખવાની ઢબથી શંકા પડે છે કે મગમાં કાકરૂં હતું.

આ સંબંધમાં એ લોકના પુસ્તકમાં આ પ્રમાણે છે:—

"ગોપીનાથજી શ્રી જગન્નાથજી યાત્રા કરવા ગયા ત્યાં શ્રી બળભદ્રજીની લાકડાની મૂર્તિ હતી ત્હેમાં ગોપીનાથજી લીન થઇ ગયા."

એના મરણથી શ્રી ગુસાંઇજીને લડવાની પીડા ટળી અને ગુસાંઇજી તેની ઉત્તર ક્રિયા બધી કરીને અન્યોરમાં આવ્યા. શ્રીજીના મંદિરનો કબજો ગોપીનાથના હસ્તકમાં હોવાથી ગોપીનાથની પત્ની તથા પુરષોત્તમરાય કરીને એક પુત્ર હતો તથા સત્યભામા અને લક્ષ્મી નામની બે પુત્રીઓ હતી તેઓ ત્યાં રહી વહીવટ કરતાં હતાં. ગુંસાઇજી ગિરીરાજપર આવતાં શ્રીનાથજીના મંદિરમાં જવા લાગ્યા, પણ ગોપીનાથજીના અણચીંત્યા મૃત્યુને લીધે એનાપર ક્રોધ હતો તેમજ વહીવટ ગોપીનાથજીના પરિવારના હાથમાં હોવાથી ત્હેનાથી મંદિરમાં જઇ શકાયું નહીં.

હવે એ અનેક પ્રકારે પશ્ચાતાપ કરવા લાગ્યા. નિરાશા ભરી ઉદાસીમાં તે શોરંભ, ગોકુલ યમુનાતટના કેટલાક સ્થાનોમાં ભ્રમણ કરવા લાગ્યા. એક દિવસ એવામાં એમને દામોદરદાસ મળ્યા. ત્યાં તેમણે મોક્ષગતિ કેમ થાય તે સંબંધી સિદ્ધાંત બોધ આપ્યો: આનું પુસ્તક તે દ્વાદશકુંજ એ નામે ઓળખાય છે. આથી એમને પુરૂષાર્થ કરવા મન થયું. ખૂબ યુક્તિઓ કરવા માંડી. અધિકારી, મુખિયા, ભીતરીયા વગેરેને મળીને ખૂબ તજવીજ કરી. ૭ મહિને અથાગ પ્રયત્ને મંદિરમાં પ્રવેશ કરવામાં ફાવ્યા. ધીરે ધીરે ચતુરાઇથી બધાને હાથ કરી લીધા ને કબજો હાથ કરતા ગયાં. થોડા વખતમાં એવું કરી મુક્યું કે ગોપીનાથના કુટુંબીઓને માત્ર અન્ન વસ્ત્ર મળે.

ગોપીનાથની સ્ત્રીને એકનો એક પુત્ર હોવાથી આવાં કાર્યસ્થાનોમાં રહેવું ઉચિત લાગ્યું નહીં તેથી પોતાના પુત્ર બિચારા પુરૂષોતમજી સાથે વિચાર કરી ત્યાંથી ખસી જવું તેણે યોગ્ય ધાર્યું. આથી બિચારા પુરૂષોતમજી વિદ્યા ભણવાને નિમીત્તે કાશી ગયા. ત્યાં જઇ વિદ્યાભ્યાસ કર્યાથી એ સંસ્કારી થયા. એમણે એની બાલ્યાવસ્થામાંજ ઘણો અનુભવ મેળવ્યો હતો. સંસારની અસારતા પ્રથમથીજ જોઇ હતી. આથી તે બ્રહ્મચર્યાશ્રમમાંથીજ સંન્યાસી થયા. યોગેન્દ્ર નામના સંન્યાસી પાસે દીક્ષા લીધી અને જગજીવન નામ રાખ્યું,

પણ અહીં જરા એમના સંબંધી ઘણુંએક કથન અધુરૂ રાખી વિઠ્ઠલનાથજી સંબંધી કેટલાક વિગત વિચારીશું.

હવે ગુસાંઇજી તદ્દન સ્વતંત્ર જેવા હતા. કોઇ કાંટા રૂપે હવે એમના માર્ગમાં ન્હોતું. પુરૂષોતમજી કાશી ગયા અને ત્હેમના ગયા પછી ત્હેમની મા પણ વધુ જીવી નહીં, અને ગોપીનાથજીની બે છોકરી તે ગુસાંઇજીના સ્વાધિનમાં રહેતી થઇ. ગુસાંઇજીને પોતાના વિસ્તારમાં ગિરધરજી, ગોવિંદરાયજી, બાલકૃષ્ણજી, ગોકુળનાથજી, રઘુનાથજી, અને યદુનાથજી, એ પ્રમાણે ૭ છોકરા અને શોભાવતીજી, યમુનાજી, કલાવતીજી, અને દેવકાંજી એ પ્રમાણે ચાર છોકરી થયાં હતાં. ઉપરાંત સત્યભામાજી, તથા લક્ષ્મીજી નામની બે ગોપીનાથજી પુત્રીઓ

ત્હેમનાં અધિકારમાં હતી. આ બધાને સંસારમાં ઠેકાણે પાડવા ત્હેણે બ્રાહ્મણોને સકુટુંબ આશ્રય આપવા પર્યંતનો લોભ આપી સ્હમજાવ્યા. આળસુ બનેલા બ્રાહ્મણોએ ત્હેની આ શીખ સ્વીકારી. અન્યો અન્ય માં કન્યા આપ લે કરવાનો વ્યવહાર કર્યો. અને સાથે ભળ્યા.

આ ભળ્યા તે ભટડા કહેવાયા, ભળ્યા છતાં અધિકારી કે આચાર્ય ન બની જાય એ માટે નોખા રાખવાને આ નામ તેઓને અપી' પોતાને માટે "મહારાજ" એ નામ રાખ્યું.

**"आपको नाम हम भट्ट रखते हैं क्योंकी आपने हरामको माल खानेके लिये किसीको डर नही रखकर हमसे मीलेसो बडी बहादुरी (भट्टाई) कों काम कीयो."**

એટલુંજ નહીં પણ ચોર્યાસી, બસોબાવન અને નિજ વાર્તામાં લખ્યું છે કે "**वैष्णव जो भट्टके हाथको खाय तो विटल जाय ताते वाको हातको कुछ खानो नही, भटडेसे वैष्णव बोले तो वाको दोष लगे ताते बोलनो नहि**" આ ચતુરાઇ ભરેલું લખવાનો હેતુ એજ કે માત્ર વ્યવહાર સાધવા જેટલોજ સ્વાર્થ જેટલોજ આ સંબન્ધ રાખવા ત્હેમનો ઇરાદો હતો. ભટડા કેવા સ્વમાન વિનાના એતો આ અન્ન ખાતર જે પરવશતા સ્વીકારી તે પરથી સમજાઇ આવે છે.

જ્યારે પોતાની પુત્રીઓને આ ભટડાઓ સાથે પરણાવે છે અને વૈષ્ણવોને બીજી મેરથી એઓને અવ્યવહાર્ય ગણવા ઉપદેશે છે; ત્યારે તો વૈષ્ણવો માટે આ બાબત ખાસ લક્ષમાં લેવા યોગ્ય છે. આવા ભટડા પ્રમાણમાં થોડા હતા. બધા આવી રીતે ન ભળ્યા. આમ થયાથી એક બીજી પીડા વધી. સામસામાં પરણતાં તેઓની વંશ વૃદ્ધિ થવા માંડી. તે એક બીજાના મામા ભાણેજ થવા લાગ્યા. ત્યાર પછી આ નવો ચાલ વધ્યો. ભાણેજ **મામાની દીકરી પરણે તે ચાલ હજી સુધી ચાલ્યો આવે છે.**

આટલેથી એ અટકયા એ ગનીમત છે. બાકી યદુનાથજી મહરાજે સ્વધર્મ બોધક નામના પુસ્તકમાં લખ્યું છે કે "**પુત્રી છે તે આપણું નીપજાવેલું ફળ છે. તે ફળનો આપણે ભોગ કરવામાં કાંઈ દોષ દેખાતો નથી, પણ શાસ્ત્રમાં ના કહી છે તેથી**

આપણે કરી શકતા નથી" અફસોસ! શતવાર અફસોસ! ધર્મને વિષય ગંધથી કલુષિત કરી નાંખનાર આચાર્યના આવા વચનનું પ્રાયશ્ચિત શું હોઇ શકે ?

ગુસાંઇજીના ૭ છોકરા ઉપરાંત એમની ૫૬ વર્ષની ઉમ્મરે ધનશ્યામજી કરી એક પુત્ર થયો. હવે આપણે પુરૂષોતમજી જેઓ હવે જગજીવનસ્વામિ નામ ધારણ કરી સંન્યાસી થયા હતા ત્હેમના સંબન્ધી જરા વિચાર કરીએ. ત્હેમને પોતાના કુટુંબીઓ જે પાખંડ પ્રવર્તાવતા હતા તે માટે બહુ દુઃખ થતું હતું. ત્હેમને પાખંડીઓનો ઉદ્યોગ નિષ્ફળ કરવા માટે તીવ્ર જીજ્ઞાસા ઉશ્કેરાઇ. આથી પોતાના ગુરૂ યોગેન્દ્ર પાસે ગયા. ત્હેમને સર્વ હકીકત કહી. ગુરૂએ સંસાર તરફ ઉદાસીનતા રાખવા જણાવ્યું. જગજીવને પોતાનું કુટુંબ આ પાખંડ પ્રવર્તક છે એમ જણાવી લાગણી અતિશય બતાવી ને આગ્રહપૂર્વક વિનંતી કરી. યોગેન્દ્રે આવું ધારી સહાય કરવા યોગ્ય ધાર્યું. પચાસેક શિષ્યો સહાયક તરીકે આપ્યા. તેઓને લઇ જગજીવન સ્વામી ગયા. એઓ શંકરાચાર્યનો સિધ્ધાંત કાશીમાં ભણ્યા હતા છતાં લોકલાગણી ને શાંત રાખવા ત્હેનો આદરસત્કાર શ્રી ગુસાંઇજીએ કર્યો, પણ જગજીવન ફજેતી કરવા આવ્યો હતો. મૂર્તિને જ્યાં રાજભોગ ધરે ત્હેની પાછળ પોતે બેસવા માંડયું, અને ભોગમાંથી આરોગી જવા માંડયું. ભીતરીઆએ જાણ્યું પણ શરમ ખાતર પ્રથમતો ન બોલ્યો. પછી બહુ થવા માંડયું ત્યારે ત્હેણે ગુસાંઇને આ સત્ય હકીકત કહી. ગુસાંઇજીએ આ ફજેતી વધતી અટકાવવા જગજીવન સ્વામીને નહીં કહેતાં યુક્તિ યોજી. શિષ્યોમાં ફેલાવ્યું કે શ્રી ઠાકોરજી આરોગી જાય છે. આથી જગજીવનનો હેતુ સિદ્ધ ન થયો, ને મૂર્તિનો મહિમા ઉલટો વધ્યો. આથી ત્હેણે નવો વિચાર કર્યો. થોડીક સારી અને કીંમતી શણગારેલી મૂર્તિઓ ચોરી મથુરા તરફ તે (જગજીવન સ્વામિ) ઉપડી ગયા. આ વાત પણ ફજેતી અટકાવવાના હેતુથી દાબી રાખી: કે જાણે કશું બન્યું જ નથી, પણ જગજીવને તો ઠેકઠેકાણે ગામોમાં દોરડાં બાંધીને મૂર્તિને ઘસડવા માંડી. હવે બધું ઉઘાડું પડયું. ફજેતી થવા માંડી. આથી ગુસાંઇજી ક્રોધાયમાન થયા. મથુરા તરફ ગયા. હાકેમ આગળ ચોરીની ફરિયાદ કરી. જગજીવને કૌટુમ્બિક સંબન્ધ

બતાવ્યો. ભાગ વગર વ્હેંચાયલો જણાવ્યો. મૂર્તિ પોતાના ભાગની જણાવી. ને કહ્યું કે જો ભાગ આપે તો મૂર્તિ આપવા ખુશી છે. અને હાકમને એકાંતમાં સવિસ્તર હકીકત જણાવી. આખરે બન્નેએ મસલત કરી અમુક રકમ ઠેરવી. હાકમે આ વાત સ્વીકારી ને મૂર્તિ રજૂ કરવા જણાવ્યું. પેલા રકમ લાવ્યા. તેમજ જગજીવન મૂર્તિ લાવ્યા. પણ જગજીવન ઝવેરાત વગરની મૂર્તિ લાવ્યો. આથી ગુસાંઇજીએ ઝવેરાત-વાળી માગી, ને કલ્પાંત કરવા લાગ્યા. આપરથી જગજીવને હાકમને ગુસાંઇજીનું આ પોકળ કહી બતાવ્યું, કે માત્ર ઝવેરાત ને પૈસા માટે આ પાખંડ છે, પરમેશ્વરની મૂર્તિ તો બધે સરખી હોય. આવી રીતે આ પતી ગયા પછી ત્યાં વધુ દુર્દશા અટકાવવા ગુજરાત તરફ પ્રયાણ કર્યું. હવે બીજીમેર જગજીવને હાકેમને આવા પાખંડો ફેલાવવા ન દેવા માટે બોધ આપ્યો. અને થોડે દિવસે ગુસાંઇજીને મારે ખબર કાઢવા અન્યાર તથા ગિરીરાજ તરફ માણસ મોકલ્યાં. તજવીજ કરતાં માલમ પડ્યું કે એઓ ગુજરાત તરફ સીધાવ્યા હતા. માત્ર કુટુંબ વર્ગ છે. આ પછી જગજીવન અને ત્હેનું સહાયક મંડળ પાછું કાશી ગયું.

ઉપરની સર્વ હકીકત પુરૂષોત્તમ અથવા જગજીવન સ્વામિ એક પુસ્તકના આકારમાં લખી ગયા હતા તેપરથી સ્વામી સચ્ચિદાનન્દ બ્રહ્મતીર્થ નામના સંન્યાસીએ પુરાતન કથા નામનું પુસ્તક ગુજરાતી ભાષાની કવિતામાં આસરે ૧૫૦૦ પંક્તિઓનું બનાવેલું તેને આધારે ટુંકમાં વર્ણન કર્યું છે.

આવી રીતની ફજેતી હતી પણ તેથી એ સંપ્રદાયને કે ત્હેની વૃદ્ધિને કોઇપણ જાતની ખાસ હરકત આવી નહિ. જગજીવન સ્વામિ માત્ર ફજેત કરી ચાલ્યો ગયો અને ત્યારપછી કોઇ એવું આગ્રહી નીકળ્યું નહીં કે જે એ સંપ્રદાયની પાછળ મંડ્યું રહે. અને આપણા લોકનો ગાડરિયો પ્રવાહ વિચીત્ર છે. આજે પણ મહારાજોના દોષો, અનીતિ, નિર્બળતા વિગેરે જોઇએ તેટલું ઉઘાડું પડેલું છે, જાહેર કોર્ટમાં પણ અનીતિવાન્ ઠર્યા છે છતાં બધુંય ચાલ્યું જાય છે.

ગુસાંઇજીએ ગુજરાતમાં જઇ તપાસ કરી. ત્યાં કેટલેક ઠેકાણે મુસલમાની ને કેટલેક ઠેકાણે રજપૂત રાજ્ય હતું. અને રાધાવલ્લભી સંપ્રદાય ત્યાં એમને પ્રસરેલો બહુ જણાયો. આ સંપ્રદાય સંબન્ધી શોધ કરી કેટલીક સામગ્રી એમણે એકઠી કરી. પાછા મથુરા ગયા અને ચાલાકીથી પગપેસારો કર્યો. અને રહેવા માટે એક ઘર બાંધ્યું.

પછી થોડો વખત રહી રાધાવલ્લભી સંપ્રદાયના ગોડીયા ગોસાઇ હાલ ગુજરાત તરફ કેમ આવતા નથી એનો વિચાર કર્યો. આ સંપ્રદાય તે સમયે બહુ મોટો હતો. આર્યવર્તમાં ઘણે સ્થળે ફેલાયલો હતો. ચૈતન્ય સ્વામિ આસરે ૬૦૦ વર્ષપર થઇ ગયા, તેઓ એના મૂળ સંસ્થાપક હતા. ગુસાંઇજીના સમયમાં આ ચૈતન્યના વંશજો આસરે પાંચસેક મનુષ્યો હશે. તેઓ માંહોમાંહે ગાદીને માટે કલેશ માં પડયા. અને બંગાળા બધી રીતે વિશેષ અનુકૂળ પડવાથી આ કલેશને લીધે ગુજરાત તરફ દુર્લક્ષ થયું. ગુસાંઇજીએ આ સ્થિતિ નું સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરી લાભ લેવો યોગ્ય ધાર્યો. પ્રથમ તો એમણે તે સંપ્રદાયવાળાની સર્વ રીતભાત શાખીને તે સ્વીકારી. અને નામ ગોડીયાને ઠેકાણે ગોકુલીઆ ગુસાંઇ રાખ્યું. એમની સાથે કેટલાક શિષ્યો હતા, તેઓદ્વારા ફેલાવ્યું કે ગુજરાતમાં જ્હેનો અસલ સંપ્રદાય છે ત્હેના કાકા થાય છે. વળી મંગળા, શૃંગાર, ગ્વાલ, રાજભોગ, ઉત્થાપન, ભોગ, આરતી, શયન એવા આઠ પ્રકારના દર્શનની વિધિ રાખી. તેવીજ રીતે ગવૈયા રાખ્યા. કથા, વાર્તા ઇત્યાદિ ઘણી બાબતોની જાણે નકલજ કરી. અલબત આજે ગુજરાતમાં રાધા વલ્લભી સંપ્રદાય નહીં જેવો છે. અમદાવાદ, વડોદરામાંજ માત્ર મંદિરો છે. છતાં તે વખતે એનું વિશેષ જોર હતું ચૈતન્યના રાધા વલ્લભી સંપ્રદાયનું અનુકુરણ કરીને વલ્લભી સંપ્રદાયનું સ્થાપન થયલું છે. રાધાવલ્લભી સંપ્રઃદયના પુસ્તકો છે ત્હેમાં પદ તથા જે અમુક ગ્રંથો લખેલા છે તેજ ગ્રંથો વલ્લભી સંપ્રદાયમાં બીજાના નામો તેમાં બદલીને ચલાવે છે. સુરદાસ પણ રાધાવલ્લભી હતો. અને તેણે કેવળ રાધા વલ્લભીપર સવા લાખ પદ જોડેલાં છે.

ગુજરાતમાં વરસ બે એક રહી પાછા મથુરા તરફ ગયા. અને ગોકુળના ન્હાનાં ગામડામાં નિવાસ કર્યો.

પછી પાછા ૧૬૨૩ માં ગુજરાત તરફ ગયા. પણ ત્હેમના ગયા પછી મથુરામાં ઉપદ્રવ થયો. પાદશાહને કાને દિલ્લીમાં કોઇએ ભેરવ્યું કે ગિરીરાજપર કંઇ પાખંડ નીકળ્યું છે. અને પાદશાહનો તો એ વિચારજ અહીં હતો કે મૂર્તિ ભાંગી દેશમાં મુસલમાન ધર્મ વધારવો. માટે આ મૂર્તિ ઉખેડવાનો એમણે હુકમ કર્યો. આ વાતની ખબર ગુસાંઇજીને મળી તેવીજ એઓ મૂર્તિને પોતાને ઘેર મથુરા રાતનાં ને રાતના લઇ ગયા. એ ફાગણ વદ ૭ ની રાત્રિ હતી. પ્રાગટ્યની વાર્તામાં આ પ્રમાણે એનું વર્ણન છે.

श्रीजीको गुसांइजीके घर पधारवेकी इच्छा भइ सो वा दिनां पधारे और गुसांइजेके कुटुंबसों होली खेले पीछे मास दोय अरु दिन बावीस तांइ श्रीजीकी इच्छा इहां विराजवेकी भइ तां तांइ बिराजे पाछे श्री गिरिराज परवतके उपर निज मंदिरमे पधारे ता विरिया श्री गुंसाइजे के सब बालकने और बहु बेटीओने अपनो सर्वस्व श्री नाथजीको समर्पण कर दीयो.

મૂર્તિને ઉઠાવી લઇ ગયા એ પ્રસિદ્ધ બનેલી વાત લખ્યા વિન ચાલે નહીં એટલે શ્રીજી બાવાની ઇચ્છા થઇ એમ ઠોકી બેસાડ્યું. ઇચ્છા થાય તે બ્યાસીજ દિવસની કેમ? તેમજ ઘણા પ્રમાણોને આધારે આ પ્રમાણે લઇ ગયાનું જણાય છે.

પાછળથી એ લોકોએ પાદશાહના કારભારીને સમજાવી સમાધાન કર્યું. ગુસાંઇજીને પણ ગુજરાતમાં આ વાતની ખબર પડતાં તેઓ ગોકુળ ગયા ત્યાં જોયું તો સમાધાન થયું હતું.

ગોકુળ મથુરા તરફના ચોબા અનુયાયિઓ એકંદરે દરિદ્ર હતા. ત્હેમને ગુજરાત બહુ અનુકૂળ પડે એમ લાગ્યું. આથી વર્ષ બે વર્ષને અંતરે ગુજરાતના ફેરા રાખ્યા, જેથી શરૂઆતમાં રાધાવલ્લભીવાળાની ઇર્ષા ન થાય અને ધીમે ધીમે આર્થિક લાભ થાય ને મુળ ઊંડા ન ખાય.

થોડે સમયે ગુસાંઇજી ગોકુળમાં જઇ રહ્યા. ત્યાં એમને પરિવાર સારો વધ્યો હતો. સાત છોકરા, સાત વોવારૂ, ને ૭ છોકરી. આથી

એમણે (૧) મોટા પુત્ર ગિરધરજીને મથુરેશજી નામના ઠાકોરજી આપી જુદા કર્યા. મૂર્તિ આ પ્રકારે રળી ખાવાનું ધન હતું. પાછળથી એઓને ગોકુળ ન પસંદ પડવાથી બુંદીકોટા જઇ ત્યાં નવું મંદિર બાંધી રહ્યા હોય એમ લાગે છે.

૨ બીજા છોકરા ગોવીંદરાયને શ્રી વીઠ્ઠલેશરાયની મૂર્તિ આપી તે શ્રીજીદ્વારમાં હાલમાં છે. મુસલમાનના ભયથી ગિરીરાજ પરથી શ્રીજીને ગોવિંદજી લઇ ગયા હતા તેમ એને પણ ત્યાં લઇ જવા પડયા હશે. ત્રીજા બાલકૃષ્ણજીને દ્વારકાનાથજીની મૂર્તિ આપી તે હાલ કાંકરોલીમાં છે.

૪ ચોથા ગોકુળનાથજીને ગોકુળેશજી નામની મૂર્તિ આપી.

૫ પાંચમા રઘુનાથજીને ગોકુળ ચંદ્રમાજી નામની મૂર્તિ આપી તેના વંશજો પછી કામવન રહ્યા.

છઠ્ઠા યદુનાથજીને બાલકૃષ્ણજીની મૂર્તિ આપી તેઓ સુરતમાં આવી રહ્યા.

સાતમાં ઘનસ્યામજીને મદનમોહનજીની મૂર્તિ આપી તે કામવનમાં રહ્યા દેખાય છે.

આ પ્રમાણે આ ગાદીઓ હજી પણ ચાલે ગુસાંઇજીએ પોતાના સિદ્ધાન્તને અનુકૂળ કેટલાક સંસ્કૃત ગ્રંથો પણ રચ્યા છે. તેમાં એક વિદ્દન્મંડન નામનો ગ્રંથ મ્હોટો છે. બાકી વલ્લભાષ્ટક, સ્વામિન્યષ્ટક, સ્વામિનિ સ્તોત્ર, કૃષ્ણ પ્રેમામૃત, સર્વોતમ, પ્રબોધ વિગેરે બીજા ન્હાના છે.

ગુસાંઇજી શરીરે ભરેલા પુષ્ટ, જરા પ્હોંચેલા, મોજી માણસ હતા એમ જણાય છે. એમણે શ્રી શંકરાચાર્યની બહુ નિંદા કરી છે. વિદ્દન્મંડનમાં લખે છે "हृदयशून्यो भासि, भ्रांतोसि, छन्न प्र बौद्धासि निरंकुशास्या ते तुंडस्य" અર્થાત તું કાળજાનો ઉજડ દેખાય છે. તું છાનો બૌદ્ધ છે. ત્હારે મોઢે લગામ નથી. વળી અષ્ટાક્ષરની ટીકામાં લખે કે શિવમાર્ગીનો સ્પર્શ ન કરવો ભુલે ચુકે સ્પર્શ થતાં સચૈલ સ્નાન કરવું. આથીયે અધિક અધિક નિંદા છે. ગુસાંઇજી સ્થુળ કામભોગના

રસિયા હતા એમ પાખંડધર્મખંડન નાટક પરથી જણાય છે. તેમજ પોતે ક્ષત્રિયાણીને પુત્રી ઉત્પન્ન કરી આપી એમ એમની વાતમાં મળી આવે છે તે પણ આવુંજ સૂચવે છે. છેવટ શ્રી ગુસાંઇજી બસો બાવન મનુષ્યોને પોતાના શિષ્યો કરી ૧૬૪૨ ના માહ વદ ૭ ને રોજ સીતેર વર્ષ ને ઓગણત્રીસ દિવસની ઉમરે ગોવર્ધન પર્વતપર સ્વર્ગવાસી થયા. એની નીજવાર્તા ઉપરથી તો વલ્લભાચાર્યની પેઠે એમનું મૃત્યુ પણ આત્મહત્યા કે આપઘાતથી થયલું જણાય છે. નિજવાર્તામાં આ પ્રમાણે કથન છે. “શ્રી ગોંસાઇજીને સ્વધામ જવાની ઇચ્છા થઇ ત્યારે ચરણમાં પાદુકા ને ઉપર ધોતી ને ઉપરણો ધરીને શ્રી ગિરિરાજની ગુફામાં પધાર્યા. પછી ત્હેમની બહુ શોધ કરી પણ આપ તો ગો લોકમાં ગયા તે કયાંથી મળે ?” આ ઉપરથી એકથી વધુ અનુમાનો થઇ શકે. વખતે મહિમા વધારવા મૃત્યુનો સમય નજીક આવે છે એમ જાણીને પણ આવું કર્યું હોય.

## શ્રી વલ્લભ શું ઇશ્વર અવતાર હતા ?

શ્રી વલ્લભાચાર્યને એના સંપ્રદાયના અનુયાયિઓએ ઇશ્વરનો અવતાર માની ત્હેમના કેટલાકએક ચમત્કારોનું વર્ણન કરેલું છે. તેવીજ રીતે ગુસાંઇજીને પણ માને છે. આ ચમત્કારો કેવળ અસત્ય છે અને ત્હેનો નિષધ આપણે આગળ કરી ગયા છે. હવે અવતાર સંબંધી વિચાર કરીએ. વેદમાં શ્રદ્ધા રાખનાર આસ્તિકે જાણવું જોઇએ કે અખિલ વિશ્વવ્યાપક પરમાત્મા, જે મહાનમા મહાન છે તે તે કદી જન્મ ધરતોજ નથી વેદમાં સ્પષ્ટ લખ્યું છે કે **अव्रणमस्नाविरम्स्नाविरं शुद्धं न पाप विद्धं.**

૨ પુરાણમાં શ્રદ્ધા રાખનાર પ્રત્યેક માણસ જાણે છે કે તેમાંયે ચોવીસથી વધુ અવતાર નથી. તો આ પચીસમાં અવતાર કયાંથી સંભવે ? વળી છવીસમો કયાંથી ? ઇત્યાદિ પરંપરા. ભગવાન કૃષ્ણ શ્રી ગીતામાં ઉપદેશે છે કે

**यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम.**

હવે ખરો ધર્મ ઝાંખો થવાથી તેમજ અધર્મની વૃદ્ધિ થવાથી શ્રી ગીતામાં કહ્યું છે કે વલ્લભે જન્મ લીધો પણ એ વાત પુરાણમાં નથી. તેમજ વળી પુરાણો રચાયા ત્યારે એઓ જન્મેલાજ નહોતા જોકે પાછળથી અગ્નિપુરાણમાં નવું પ્રકરણ ઉમેરવાનો પ્રયત્ન કરેલો છે પણ ત્હેમાં ફાવ્યા નથી. વળી તેઓની વાર્તામાં પણ અસંબન્ધ લખાયલું છે કેટલીકમાં ગોલોકેશ્વરના અવતાર ગણ્યા છે. કેટલીકમાં ઇશ્વરના અવતાર ગણ્યા છે તો કેટલીકમાં સ્વામિનીજીના અવતાર તો વળી બીજે ચંદ્રાવલી સખીનો અવતાર કહ્યા છે.

વળી નિજવાર્તામાં વાતછે કે ગુસાંઇજી અઢાર વર્ષના થયા ત્યાંસુધી છોકરવાદ હતા. બહુ રમતીયાળ હતા. પછી એક દિવસ દામોદરદાસે કહ્યું " યહ કહા કરતા હો, ઐસે કરોગે તો માર્ગ કૈસો ચલેગે. " વળીલખ્યું છે" દામોદર દાસનું માન શ્રી ગુસાંઇજી બહુત રખતે." વળી દ્વાદશકુંજ નામના પુસ્તકમાં લખ્યું છે કે એક દહાડો શ્રીજીના દર્શન બંધ હતા તેવખતે ગુસાંઇજી બેઠકમાં અત્યંત ઉદાસીમાં બેઠા હતા તે વખતે દામોદરદાસે પુષ્ટિમાર્ગનો સિદ્ધાંત કહ્યો. ને મૃત્યુ પછીની સ્થિતિ સંબન્ધી વિવેચન કર્યું ત્યારે ગુસાંઇ-જીને સંતોષ થયો. આ તો દામોદરદાસ જેવો સામાન્ય માણસ અવતારથી પણ વધી ગયો.

ગુસાંઇજીએ કેટલાએક સ્વામિન્યાદિ સ્તોત્ર કરેલા છે તેમાં ત્હેના ચરણમાં પોતે માથું નાંખે છે ને એવી બહુ સ્તુતિ કરેલી છે. હવે ભગવદ અવતારથઇ પોતાની સ્ત્રીની પોતે સ્તુતિ કરી ત્હેના ચરણમાં માથું ઘાલે એ બહુ હાસ્યજનક દુષ્ટ કલ્પના છે. પદ ખુલ્લા ઉઘાડા શૃંગારથી છલકાંતાં અને "**चांपत चरन मोहनलाल**" એમ સ્પષ્ટ છે. વાંચકેજ પોતે અહિં વિવેક કરવો વધુ યોગ્ય થઇ પડશે. વળી એથી પણ વધુ તરેહતરેહની અસંભવિત વાતો આવે છે. સ્વામિનીજીએ ગુસાંઇનો અવતાર લીધો. ને લલિતાજીએ કૃષ્ણદાસ અધિકારીજીનો અવતાર લીધો. પણ આ બધી કેટલીક વાતો એવી છે કે સાક્ષાત પશુજીને પણ કહીએ તો માને નહી ને કાન ફફડાવી ના કહે. છતાં એકંદરે તો તે જમાનામાં ઉપર આપણે જોઇ ગયા તેમશ્રી ગુસાંઇજી એ શ્રી વલ્લભાચાર્યના સંપ્રદાયને પોષણ આપી સારી રીતે વૃદ્ધિ કરી. અને ત્યાર પછી તેના વંશજોએ પણ

હોશીયારીથી આ વૃદ્ધિ કેવી રીતે ચાલુ રાખી તેની હકીકત તેમજ શ્રીજી વગેરેનું ગિરિરાજપરથી ઉત્થાપન થયું તેની કથા હવે પછીના પ્રકરણમાં વિચારીશું.



## પ્રકરણ ૩ જું

ગુસાંઇજી ગિરીરાજની ગુફામાં સમાધિસ્થ થયા પછી ત્હેના સાત છોકરાઓ પોતપોતાની ગાદી સંભાળી બેસી રહ્યા. અને શ્રી નાથજીની સેવા કરવા લાગ્યા. આ સાતે છોકરાઓમાં ગોકળનાથજી કાંઇક વિશેષ ચતુર જણાય છે. ત્હેમણે વ્રજ ભાષામાં કેટલાંએક પુસ્તકો પણ રચ્યાં છે. ત્હેમાં મુખ્ય તો ચોર્યાસી, બસેં બાવન, રહસ્યભાવના, વચનામૃત તથા નિજવાર્તા છે. આમાં ઘણું તો વાર્તારૂપે છે. ને તેમાંયે ખાસ વિદ્વત્તા કે વિશેષતા કોઇપણ વાતની નથી. ધર્મનું બુધ્ધિપૂર્વક વિવેચન નથી કે નથી કંઇ તત્ત્વજ્ઞાનનું રહસ્ય ઉલટું સામાન્યવાચક વર્ગની નીતિ શૈથિલ્ય થાય એવું ઘણું છે.

તો પણ એક વાત લાગે છે કે આ વખતે એઓમાં કૌટુમ્બિક ઝગડો બધો શમી ગયો હતો અને સલાહસંપનું ધોરણ વિશેષ દેખાતું હતું. આ વખતે ગોકુળનાથજીએ ગુજરાત તરફ મુસાફરી કરેલી દેખાય છે. વડનગરમાં ત્યાંની કોઇ નાગર સ્ત્રી સાથે રાસ રમ્યા. એ વાતની તે સ્ત્રીના સ્વામિને ખબર પડતાં ત્હેને વૈરાગ્ય ઉત્પન્ન થયો, આખરે સંન્યાસી થયો, અને ચિદ્રુપ સ્વામિ એવું નામ રાખ્યું. આ ચિદ્રુપસ્વામિએ એમના સંપ્રદાય વિરૂધ્ધ ઘણું લખ્યું છે, ગોકુળનાથજીને તરતજ વડનગરમાંથી એવી ચાલ માટે ભાગવું પડયું, તોપણ ચિદ્રુપસ્વામિ પણ એમની પુઠે પડયો અને ત્હેણે આ સંપ્રદાય અને આચાર્યોનું પોકળપણું ઉઘાડું પાડવાનો નિશ્ચય કર્યો.

આ વખતે દિલ્હીમાં જહાંગીર બાદશાહ રાજ કરતો હતો. ચિદ્રુપસ્વામિએ ત્હેને આ સંપ્રદાય અને આચાર્યોના સંબન્ધ આવી હકીકતથી વાકેફ કર્યો. ચિદ્રુપસ્વામિની વાત સાંભળી બાદશાહને બહુ ક્રોધ ચઢયો. ત્હેણે કંઠી તિલક આદી જે આ સંપ્રદાયનાં

ચિન્હ તે કાઢી નંખાવી ધર્મનો ત્યાગ કરાવવા હુકમ આપ્યો. બાદશાહનો હુકમ થતાં કેટલાકે પોતાની મેળે કાઢી નાંખ્યા, કેટલાકે જબરદસ્તીથી કાઢી નાંખ્યાં કેટલાકે બ્હારથી કાઢી નાંખી અંદરથી રહેવાં દીધાં. ઉપરાંત બાદશાહે ગોકુળ તેમજ ગિરિરાજ ઉપર થોડું લશ્કર પણ મોકલ્યું. ગોકુળનાથજીને આ વાતની ખબર પડતાં તેણે પોતાનો સરંજામ તેમજ બાયડી છોકરાં વિગેરેને મથુરાં મોકલી આપ્યાં. અને શ્રીજીની મૂર્તિને જંગલમાં એક સાધુ રહેતા હતો તેની ગુફામાં બેસાડી આવ્યા. મૂર્તિને પોતાની પાસે રાખવી અગર તો મથુરા મોકલી દેવાનું ન રૂચ્યું. કારણ કે બાદશાહના માણસોના જાણવામાં આવતાં તેઓ નાશ કરે. શ્રીજીના પ્રાગટ્યની વાર્તામાં આ સબન્ધમાં એવો ઉલ્લેખ છે કે એ સાધુ ઘણો ભગવદી હતો તેની ઉપર કૃપા કરી શ્રીજી ત્યાં પધાર્યા, અને દર્શન દીધાં.

બે ત્રણ દિવસ પછી ત્યાં બાદશાહના માણસો આવ્યાં. એમને ખૂબ સતાવ્યા, કંઠી તિલક કાઢી નંખાવ્યાં. મથુરા, ગિરિરાજ વગેરે સ્થળોએ મૂર્તિની તજવીજ કરી પણ તેનો પત્તો ન મળવાથી આખરે ગોકુળને ખેદાન મેદાન કરી ચાલી ગયા.

આથી આ રીતે આ ગોકુળનાથજી વિગેરે બિચારા મથુરામાં જઇ વસ્યા. તેઓ જો કે પાયમાલ થયા હતા છતાં ચતુર હતા. પાછું કેમ મંડાવું, કેમ ઠેકાણે પડવું તે સંબંધમાં નિત્ય પ્રયત્નશીલ હતા ચિદ્રુપના મનને સઘળું પાખંડ પડી ભાંગશે સ્હમજી શાંત થયો હતો. બીજી મેર બાદશાહના કેટલાક કારભારીઓને ગોકુળનાથજી વિગેરેયે વશ કર્યા હતા. એવામાં એક વખત બાદશાહ કંઇ કામસારૂં મથુરા તરફ આવ્યો. ત્યારે ગોકુળનાથજીએ આ પ્રસંગનો લાભ પોતાની ચતુરાઇથી લીધો અને બાદશાહના કેટલાંક માણસોને અનેક રીતે સમજાવી તેઓ દ્વારાબાદશાહની મુલાકાતે ગયો. બાદશાહને બહુ બહુ રીતે સમજાવવા પ્રયત્ન કર્યો, પણ ત્હેણે ન માન્યું. આથી પરસ્પર કેટલાક છુટછાટ મેલવાનો નિશ્ચય જણાવી તોડ શોધ્યો; અને જણાવ્યું કે મૂર્તિપૂજા વલ્લભ સંપ્રદાયમાંથી કાઢી નાંખે પણ કંઠી અને મસીદના

એ ટાડા સરખાં તીલક કરવા દેવાની બાદશાહ પરવાનગી આપે તો સારૂં. બાદશાહે પોતાના માણુસો કે જેમને ગોકુળનાથજી એ આગળથી સાધી રાખ્યા હતા ત્હેમને પુછતાં તેઓએ પણુ આ મધ્યમ માર્ગ ગોકુળનાથજીના કહ્યા મુજબનો યોગ્ય છે એમ જણાવ્યું. આ પ્રમાણે ગોકુળનાજીએ કંઠી તિલકનો હુકમ મેળવ્યો.

આ સબંધમાં કંઠી તિલકના ધર્મની રક્ષા કરીને બાદશાહની સન્મુખ શાસ્ત્રાર્થ કરી સન્યાસીઓનો પરાજ્ય કર્યો, બાદશાહને જમનાજીમાંથી હજારો મોતીની માળા કાઢી દેખાડી, વિગેરે ગોકુળ નાથજીના અનેક મહાત્મ્યનું પદ સાંપ્રદાયિક કવિએ જોડયું છે.

## પદ–રાગ મારૂ

ધન્ય વલ્લભ સુવન, પ્રગટ વલ્લભ બલી, પ્રગટપનુ કર તિલક માલ રાખી ટેક–ખંડિ દંડી હરી વિમુખ દુરી કરી હર્યો કલિકામ તમ નિગમ સાખી. ૧. કપટ શ્રીપાત જંગીર રહ્યો, ધરત નિજ માલ ગોકુળ ગુસાંઇ ૨. તહીં કહ્યો શાસ્ત્ર શ્રુતિ દોષ તોહિ હોત હૈ દૂર કર બેગ દેહું દુહાઇ. ૩. ઇત્યાદિ ઇત્યાદિ.

અર્થાત વલ્લભ એવા વલ્લભના પુત્રને ધન્ય છે. હું ત્હેના પર વારી જાઉં છું. જેણે પ્રગટ પ્રતિજ્ઞા કરી તિલક માળ રાખી. હરિથી વિમુખ એવા દંડીનું ખંડન કરી દુર કર્યાં કલિકાલ જનિત અંધકારનો નાશ કર્યો એનો સાક્ષી વેદ છે. ( પછીના ચરણોમાંઓને ઇતિહાસ કહે છે.) કપટી શ્રીપાતે જહાંગીરને વશ કરી લીધો અને ત્હેને સ્હમજાવ્યું કે ગોકુળિયા ગોસાંઇ માળા પહેરે તેથી વેદ શાસ્ત્રમાં કહેલા દોષ ત્હને લાગે છે માટે તે તોડાવી નાંખ ઇત્યાદિ.

ગોકુળનાથજીએ આવીને બાદશાહ સાથેની સમજુતીની વાત એના ભાઇઓને કહી. એમને એ વાત ગમી નહીં. આથી ત્હેણે જુદો પંથ ચલાવ્યો. તે પંથ હજી સુધી ચાલે છે. તેમાં મૂર્તિપૂજા નથી. માત્ર ગોકુળનાથજીને ભગવાન કરી માને છે ને ચાખડીઓને પૂજે છે. ને તીલક કરે છે.

બાદશાહ પોતે મૂર્તિપૂજા જ્યાં ત્યાં બંધ કરાવી એટલાથી સંતોષ માની પાછો ફર્યો. ને ગોકુળનાથજીએ પોતાનો આ મત–ગોકુળ–મથુરા–ગુજરાત વગેરે ઠેકાણે પ્રસરાવ્યો. ચિદ્રુપ સંન્યાસી પોતાને કેટલેક અંશે ફતેહ મળી એમ સ્હમજી કાશી વિગેરે સ્થળોમાં રહ્યો. એટલે આણી તરફ ગોકુળ મથુરા તરફ આ લોકોએ શ્રીજીની જે મૂર્તિ છૂપાવેલી તે પાછી ઠેકાણે બેસાડી. ગોકુળનો નાશ થયો હતો તે ગોકુળનાથજીએ બાદશાહ સાથે બંદોબસ્તકરેલો તે મુજબ પાછું વસાવ્યું.

ભાઇઓએ ગોકુળનાથજીની શરત સ્વીકારી નહીં તેથી ગોકુળનો વહીવટ ગોકુળનાથજીએ લીધો. આ પ્રમાણે બધું થતાં કેટલાંક વર્ષો બહુ શાંતિભર્યાં ગયાં. એમ કરતાં આસરે ૪૦–૫૦ વર્ષે પાછું વિઘ્ન આવ્યું. ઔરંગજેબ બાદશાહના રાજ્ય સમયે એ ભાઇઓ ભાઇમાં કંઇ ટંટો પાછો થયો. આથી આખરે મામલો બાદશાહ ને ત્યાં ઇન્સાફ માટે ગયો. ત્યાં બધી વાતો શ્રીજીની મૂર્તિની, વૈભવની, મહિમાની, આવક જાવકની વિગેરે બ્હાર પડી. છેવટે એવો નિર્ણય થયો કે ગુસાંઇજીના મ્હોટા પુત્ર ગિરધરજી છે તેથી ત્હેનો ટીલો એના વંશને મળવો જોઇએ, એ પ્રમાણે ગિરધરજીના વંશના તે ટીકાયત ગણાય અને બીજાઓ મંદિરમાં આવે જાય, ને સેવા કરવી હોય તો તેયે કરે. આવું થયું ખરૂં, પણ કાજી મુલ્લાં વિગેરેયે બાદશાહને મૂર્તિપૂજા વિરૂધ્ધની ઘણી વાતો કરી, તેમજ પુર્વના બાદશાહે એનું ખંડન કર્યું હતું તે કહ્યું એટલે બાદશાહે આ મહારાજોને જે ઠરાવ મૂર્તિપૂજા વિરૂધ્ધનો જહાંગીરના સમયમાં થયલો તે ફરી કહાવી મોકલ્યો—

આ હુકમથી આ લોક નરમ તો થયા. પણ બાદશાહના દૂતોને શું પ્રત્યુત્તર આપવો તે સુઝયો નહીં. આખરે બાદશાહનો ખરીતો લાવનાર દૂતો પાછા ગયા ને બાદશાહ આગળ સઘળી હકીકત નિવેદન કરી. બાદશાહને ક્રોધ અતિશય થયો. ને મૂર્તિ ને ખંડિત કરી આ માણસોને શિક્ષા કરવાનો હુકમ કર્યો. બાદશાહના હુકમ મુજબ થોડું લશ્કર મોકલવામાં આવ્યું. પ્રકરણ ચાલુ સ્થિતિમાં હતું

એટલે મહારાજોને આ વાતની ખબર પડી. લશ્કર પાસે આવવા માંડયું તેટલામાં તો તેઓ એક બે રથ, બે ત્રણ ગાડાંને દસ બાર માણસ લઇ જલદીથી શ્રીજીની મૂર્તિ લઇ ચાલ્યા ગયા. માણસોમાં સ્ત્રી વર્ગમાં ગંગાબાઇ તેમજ બીજી બે ત્રણ સ્ત્રી અને પુરૂષવર્ગમાં દિક્ષીતજીના ત્રીજા છોકરા ગોવિંદજી તથા બીજા બે ત્રણ મહારાજો હતા. સવંત ૧૭૨૬ આસો શુદ પુર્ણિમાંને દિવસે પાછલી રાતના આ પ્રયાણ તેમણે કર્યું.

બાદશાહનું લશ્કર બીજે દહાડે ગિરિરાજ આગળ આવ્યું, ત્યાં તેમને ખબર પડી કે આ લોક તો ન્હાસી ગયા છે ત્યારે શું કરવું તે સંબંધમાં આગ્રે પુછાવ્યું. ત્યાંથી મંદિર તોડી પાડવા ફરમાન આવ્યું, આથી તયાં મંદિર તોડી તે સ્થળે મસીદ અથવા ઘોર બનાવી ને થોડા માણસો મૂર્તિની શોધ માટે રાખી લશ્કર પાછું ગયું.

હવે ઉપરોકત વૈષ્ણવલોકો અતિ ગુપ્તપણે નીકળી પડયા હતા અને તેમણે ગિરિરાજથી આગ્રાનો રસ્તો લીધો હતો. ત્રીજે દહાડે પાછલી રાતના ૭ ઘડી હતી ત્યારે આગ્રામાં અંધારામાં પ્રવેશ કર્યો. ત્યાં કોઇ સલામત સ્થાને પાંચ સાત દહાડા રહ્યા. રહેવાનું કારણ એ હતું જે શ્રીનાથજીની ગોદના નવનીતપ્રિયાજીની મૂર્તિ બીજાઓને આપેલી અને તેમને જુદે રસ્તે લઇ આવવાને કહ્યું હતું, તેઓ પ્રથમ ગોવર્ધનની તળેટીમાંજ મંદિરના સંસ્કાર જોવા થોભ્યા હતા. આ લોક આગ્રે પહોંચ્યા પછી તેમને પણ આગ્રે તેડી લાવવા માણસ મોકલ્યું; ત્યાર પછી ચાર પાંચ દહાડે તેઓ પણ ત્યાં આવી પહોંચ્યા ત્યાં ભેગાં મળી ગુપ્તપણે અન્નકુટનો ઉત્સવ કર્યો, પણ બીજે દિવસે કાંઇક ચર્ચા સંભળાતાં તેઓ તરતજ રાતોરાત ચાલી ગયા. આ અન્નકૂટની બાબતમાં પ્રાગટયની વાર્તામાં આ પ્રમાણે લખ્યું છે કે "પાછે ગુપ્ત અન્નકૂટભયો, ભાતકે ઠિકાને ખીર કરી ધરી, ઔર સામગ્રી સમયાનુસાર યત્કિંચિત પકવાનની ભયે. ઔર ગુપ્ત શ્રી ગોવર્ધન પૂજા શ્રી ગોવિંદજીને કીની ઔર વિધિ પૂર્વક અન્નકૂટ શ્રીજીકો ભયો. જો ગંગાબાઇને તા સમે કીરતન કીયે. ઔર મૃંદગાદિકકો કછૂ ઉદ્દેશ ન ભયો."

પછી ત્યાંથી દંડોધ્ધાર કરીને કોઇ સ્થળે તેઓ ગયા, પણ ત્હેમના ગયા પછી બાદશાહને ખબર થઇ હતી કે ગિરિરાજવાળી મૂર્તિ અહીં આવી હતી. આથી બાદશાહે ત્હેમની પાછળ માણસ મોકલ્યાં. આ વાતની વૈષ્ણવ લોકને ખબર પડતાં તેઓ અંબલા કરીને કોઇ નદી ત્હેની પાર ઉતરી કોઇ ગુપ્ત જગામાં જઇ રહ્યા. બાદશાહના માણસો જ્યારે દંડોધ્ધારમાં આવી પહોંચ્યા અને વૈષ્ણવલોકનો પત્તો ન લાગ્યો ત્યારે તહેમણે વિચાર્યું કે આમ પૂઠ પકડવામાં ન્હાસાન્હાસમાં હાથ ન આવશે તે કરતાં એઓ સ્થાયિ થાય ને પછી ત્યાં જવું, આ વિચારથી તેઓ પાછા ગયા

બાદશાહના માણસ પાછા ગયા પછી આ લોક દંડોધ્ધાર આગળ કૃષ્ણપુર કરી ગામ છે ત્યાં આવ્યા. અહીં આગળ એક નવી પીડા ઉતપન્ન થઇ. વૃજરાયજી નામનો મહારાજ જે આગળ એ લોક સાથે આગ્રામાં લડયો હતો તે થોડા માણસો રાખી એ ઓની પૂઠે ફરતો હતો. આ દંડોધ્ધાર આગળના મુકામમાં ત્હેને કાંઇક લાગ આવી ગયો એટલે જબરદસ્તીથી આ વૃજરાયજીએ શ્રીનાથજીની મૂર્તિ ઝુંટવી લીધી અને પોતે ધણી થઇ બેઠો.

આ ઝુંટવી તો બેઠા પણ પચાવવી મુશ્કેલ હતી. કારણ આ લોકો ત્યાંથી ખશી જઇ દશ બાર ગાઉ દૂર રહ્યા હતા પણ તેઓ પણ એના જેવોજ લાગ શોધ્યા કરતા હતા. થોડો વખત રહી વૃજ રાયજીએ બધા માણસોને રજા આપી નવા રાખ્યા પણ જળગરિયા ને પેલા લોકે સાધ્યા અને તેઓદ્વારા ખબર મેળવતા રહ્યા. એક દિવસ અણધાર્યા આ વૃજરાયજી એકલા પડતા પેલા બે જળગરિયા એ વૈષ્ણવ લોકને ખબર આપી. તેથી ગોવિંદજી અને બીજા બે ત્રણ માણસો, ત્યાં આવ્યા. વૃજરાયજી રાજભોગ ધરવા જેવા મંદિરમાં ગયા કે ગોવિંદજી દોડી પહોંચ્યા. ને વૃજરાયજીનું ખૂન કરવા સુધીની સખત ધમકી આપી. વૃજરાયજી નિરૂપાય થઇ ગયો. અને શ્રીજીની મુર્તિ પાછી સોંપવી પડી. એટલુંજ નહીં પણ વૃજરાયજી ને ત્યાંથી કાઢી મુકયો. આ પછી ગોવિંદજીએ ત્યાં પોતાના કુટુંબને બોલાવ્યું તે બધાં એકઠાં થયાં પણ ત્યાં વધુ રહેવું સલામતીભરેલું.

ન ધાર્યું. કારણ વ્રજરાયજીને કાઢી મુકયો, તે વેર લીધા વગર રહે એવો નથી એમ માનતા હતા. આથી માત્ર થોડાજ માણસો ને પોતે ચાર જણ તે શ્રી ગોવિંદજી, વલ્લભજી, બાળકૃષ્ણજી, અને દાઉજી તેમજ ત્હેમના વહુજી વિગેરે હતાં તે સૌ અહિંથી ગયા.

આ પછી તેઓ ફરતાં ફરતાં બુંદી–કોટે આવી પ્હોંચ્યાં. પણ ત્યાં ડર મોટો એટલે વધુ ન રહી શકયા. આ પછી કોઇ કૃષ્ણાવિલાસ કરી ગામડું હશે ત્યાં રહેવા ગયા. ત્યાં વૈરાગીના વેષમાં ગુપ્તપણે રહ્યા, પણ ત્યાંયે મનમાં થયા કર્યું કે આમ તે કયાં સુધી રહેવું ? આથી તેઓ જોધપુર ગયા ને ત્યાંના રાજા જસવંત સિંહજીનો બળવાન આશ્રય મેળવવા પ્રયત્ન કર્યો પણ ત્હેમાંયે નિષ્ફળ ગયા. આ પછી જાહેર જગામાં તો એમને રહેતાં ફાવે એમ હતું નહીં તેથી ચાંપાસેની નામના ગામડામાં રહ્યા. પણ હવે વિચાર થયો કે આમ તે કેમ જીંદગી કાઢવી ? આ પછી કેટલાક વિચારો કર્યાં પછી એવા નિર્ણયપર આવ્યા કે જો સ્થળાંતર કરવું પડે તો ત્યાં બધાંયે નજતાં માત્ર એકાદ બે જણે જવું, ને ત્યાં જો અનુકૂળ ને યોગ્ય થઇ પડે તો પછી બધાંને બોલાવવાં. આવા વિચાર પછી ધાર્યું કે ઉદયપુરના રાજા વિષ્ણુ માર્ગી તેમજ મિરાંબાઇના પણ સંબન્ધી છે તો ત્યાં પગરવ થઇ શકશે. આ વિચારથી ગોવિંદજી તથા ગંગાબાઇ ગયા. કારભારીઓને વશ કરતા એમને આવડતું હતું, એટલે તેઓ દ્વારા રાણા રાયસંગના દરબારમાં પ્રવેશ કર્યો. બીજી મેર ગંગાબાઇએ રણવાસમાં પ્રવેશ કર્યો, બની એટલી યુક્તિ, ખુશામદ, છળ, કળ, બધું કરી રાણાનું મન પીગળાવ્યું. રાણાજીના દરબારમાં કોઇ ડોશી હશે ત્હેનું મન પણ પીગળાવ્યું. જોધપુરવાળા તો રાખવા કહે પણ શ્રીજીની ઇચ્છા ઉદયપુરમાંજ બિરાજવાની છે વિગેરે ભેરવ્યું. રાણાએ બાદશાહના ડરને લીધે કેટલીક આનાકાની કીધી પણ આખરે રજા આપી અને તજવીજથી રહેવા જણાવ્યું.

આ પછી કયાં રહેવું તે સંબન્ધમાં બધા મળી એવા નિર્ણય પર આવ્યા કે ઉદેપુરથી બાર પંદરેક ગાઉપર શિહાડ કરી ડુંગરોની ટેકરીની વચ્ચે એક ગામડું આવેલું છે ત્યાં સાધારણ રીતે રહેવું.

આથી ગોવિંદજી તરત ચાંપાસેની દોડી ગયા, અને જેમ બને તેમ જલદીથી શ્રીજી ને શિહાડ લઇ ગયા. ત્યાં રાણાજીએ જે સ્થાન બતાવ્યું હતું ત્યાં આગળ એક સામાન્ય જગા બાંધી રહ્યા. ગોકુળથી સવંત ૧૭૨૬ ના આસો સુદ ૧૫ ના નીકળ્યા ને સંવત ૧૭૨૮ ના ફાગણુ સુદ ૭ ના શિહાડ આવ્યા. અર્થાત આ રીતે બે વર્ષ, પાંચ મહીના, ને સાત દિવસ, ન્હાસભાગની પરિક્રમા કરતા હતા.

હવે આ રીતે ઉદયપુરના રાજ્યમાં સ્થિર જેવા થયા પછી રાજ્યાશ્રય મેળવવા તજવીજ કરવા માંડી. એઓ પાસે થોડું દ્રવ્ય હતું. થોડું ગોકુળથી લાવ્યા હતા, રાણાજીના પૂર્વજોમાં મિરાં બાઇ અને અજબ કુંવરી થયલાં, ત્હેમના પ્રત્યે રાણાજીને માન હતું. તેઓ વિષ્ણુ માર્ગી હતા. એટલે ગોવિંદજીના પ્રયત્નથી રાજ્ય તરફથી એમનો ખરચ મળે એવો બંદોબસ્ત થયો.

આવી રીતે ચાર પાંચ વર્ષ નીકળી ગયાં. રાણાને અને આ વૈષ્ણુય મહારાજને એમ લાગ્યું કે બાદશાહ આ વાત હવે ભૂલ્યા લાગે છે. એટલે મંદિર બંધાવવા વિચાર કર્યો, ત્હેમાં સહવાસને લીધે રાણાજી પણુ ભાવિક બન્યા હતા એટલે ત્હેમણે બંધાવી આપવા કબૂલ કર્યું. મહારાજે પાસે એવું લખાવ્યું કે "શ્રી નાથજીની સેવા રાણાજી ઉપર બિરાજે છે ને આ મંદિર બાબતમાં સર્વ અખત્યાર રાણાજીનો છે અમે માત્ર સેવા દાખલ રહ્યા છીએ શ્રીજીની સેવા કરિયે તથા અન્નવસ્ત્ર લઇએ. અમને રાણાજી આ જગામાંથી કારણુસર અગર કારણુ વગર કાઢી મુકવા મુખત્યાર છે" વગેરે બાબતનો પાકો લેખ લખાવી લીધો.

મંદિર આ રીતે બંધાયું, તેમ ત્હેનાં ખર્ચના નિભાવ માટે બે ગામો સેવામાં ધર્યાં. આ રીતે કાંઇક સારી દશામાં આવ્યા. બાદશાહવાળી વાતને લગભગ દશેક વર્ષ થઇ ગયાં હતાં એટલે કંઇક હિંમત આવી, નિર્ભયતા લાગવા માંડી. ગુજરાત, મારવાડ, સિંધ, ગોકુળ બધે કાગળો લખી બધાને જાણુ કર્યું. યાત્રાળુઓ આવવા માંડ્યા. ભાવિકો વધવા માંડ્યા. ઉપજ થવા લાગી.

આમ જ્યાં જરા ઠીક થતું હતું ત્યાં વળી શ્રીજીવાળાપર તવાઇ આવી. દિલ્હીમાં ઔરંગઝેબ રાજ કરતો હતો. તે ધર્માંધ હતો ત્હેને આ વાતની ખબર પડી. તેણે રાણાજીને લખી જણાવ્યું કે પત્ર દર્શને આ લોકને મોકલી આપવા નહીંતર માણસો મોકલી લઇ જશું. પ્રથમતો રાણો ગભરાયો, પણ આટલા ખાતર આ બધું ન કરશે એમ ધારી આડો અવળો ઉત્તર લખ્યો. બાદશાહને જવાબ વાંચતાં ક્રોધ થયો. આણીમેર ડોશીની મારફતે રાણાજીને આ લોકોએ ખૂબ રંગ ચડાવેલો હતો. શ્રીજીવાળાં પણ આવો સમય જાણી આગળથી ચેતી સાવધાનતા ખાતર "વાટરા" કરીને એક ગામડું જહેની પાસે એક મોટી નાળ ડુંગરના ટેકરાઓમાંથી હતી અને જે ખૂબ ગીચ ઝાડીમાં હતું ત્યાં કંઇ ગુફા જેવું શોધી ત્હેમાં શ્રીનાથજી તેમજ અસબાબ વગેરે લઇને ગુપ્તપણે રહ્યા.

ઉદેપુરથી આસરે વીસેક ગાઉપર બન્ને લશ્કર વચ્ચે યુધ્ધ થયું. બાદશાહ જનાના સાથે હતા. તે જનાનાવાળા કોઇ સહિ-સલામત જગ્યા પાછળ હશે ધારી તે તરફ ગયા. એટલામાં ઉદેપુરની મદદે જે બીજું લશ્કર આવતું હતું ત્યાં પેલા જનાના માણસો નો ભેટો થયો. ભેટો થતાંજ તેઓને કેદ પકડી લીધાં, અને ત્હેમને પણ સાથે લઇને રાણાના લશ્કરને આવી મળ્યા. આ જનાનામાં બાદશાહની રંગી ચંગી નામની માનીતી બેગમ પણ હતી.

આને પકડીને રાણા પાસે લઇ જતાં તે ઘણા ખુશ થયા છતાં રાણાએ બેગમનો અતિશય સત્કાર કર્યો. બેગમ આથી અત્યન્ત પ્રસન્ન થઇ.

રાણાએ પૂછ્યું. "બાઇ સાહેબ હવે શો હુકમ છે?" બેગમે કહ્યું એક વખત બાદશાહ સાથે ભેળી કરો તો પછી ત્હમે કહેશો તેમ કરીશું," રાણાએ આ સ્વીકાર્યું.

હવે બાદશાહને આ જનાનો કેદ પકડાયાની ખબર થઇ હતી. તેથી તે ચિંતામાં હતો; અને અમીરો સાથે વિચાર કરતો હતો, એટલામાં રાણાના માણસો બેગમને મ્યાનામાં લઇને જઇ પહોંચ્યાં. બાદશાહ ને રાણા રાયસંગ બહુ પ્રસન્નતાથી મળ્યા. બાદશાહ ને ત્હેની મંડળી રાણાની આ ઉમદા વૃત્તિ જોઇ આશ્ચર્ય

પામ્યા. બાદશાહે રંગી ચંગી પાસેથી પહેલાં તો બધું વૃત્તાંત સાંભળી લીધું. બાદશાહ ને આથી રાણાપર પ્રસન્નતા થઇ અને રાણાની ઇચ્છા જાણવા માંગી. રાણાએ આ પરથી તરતજ વિશેષ કશું નહીં પણ આ મૂર્તિ રાજ્યમાં રહે એટલી યાચના કરી. એટલામાં એક ઉમરાવ સમયસુચક હશે તેણે પણ કહ્યું કે કેદ પકડાયલાં બેગમ સાહેબને વિના ઉપદ્રવે જે આવી ને નમ્રતાપૂર્વક આપી દે તો આ નિર્જીવ પત્થરની મૂર્તિ તે શું ઉપદ્રવ કરે ? આથી બાદશાહે રજા આપી. રાણાએ પણ ઉદેપુર જઇ શ્રીજીવાળાને કહાવી મોકલ્યું. તેઓ હવે નિર્ભય માટે હમેશને થયા હતા એટલે આ શુભ ખબર મળતાંજ બહુ આનન્દ પુર્વક આવ્યા. આ પ્રમાણે શ્રીજીની ઉત્પતિ વિધ્ન, અને સ્થાપન છે.

પણ આ સંબન્ધમાં સંપ્રદાયના કોઇ લાગતાવળગતાએ અથવા મહારાજે "શ્રી ગોવર્ધનનાથજીકી પ્રાગટય વાર્તા" નામે એક પુસ્તક આશરે ૧૩૦–૩૫ વર્ષ ઉપર રચ્યું છે તેમાં એવી વાતો લખી છે કે જહેને કશો પણ આધાર નથી. એકને એક પુસ્તકમાં પરસ્પર વિરૂદ્ધ પડતી વાતો લખેલી છે. આને લઇને આવાં પુસ્તકોની હકીકત પ્રતિષ્ટિત ગણાવામાં વાંધો પડે છે. શ્રીજીની ઉત્પત્તિ સ્થિતિ સંબન્ધમાં આપણે જે વિવેચન ઉપર કર્યું તે સત્ય, કે, આ "શ્રી ગોવર્ધનનાથજીકી પ્રાગટય વાર્તા" ના પુસ્તકની હકીકત ખરી એ માટે એ પુસ્તકમાંની કેટલીક હકીકત દૃષ્ટાંત તરીકે ઉતારીશું. એમાં લખે છે કે "શ્રી કૃષ્ણાયનમઃ ॥ અથ શ્રી ગોવર્ધનનાથજીકે પ્રાગટયકો પ્રકાર લિખ્યતે જો શ્રી ગોવર્ધનનાથજી આપ પ્રગટ હોયકે ભૂમિ લોકમે જોજો ચરિત્ર કીયે સો શ્રી ગોકુળનાથજી કે વચનામૃતકે સમૂહતેં શુધ્ધ કરીકે ન્યારે ન્યારે લીખતે હેં."

આ ઉપરથી અનુમાન એમ ફલિત થાય છે કે ગોકુળનાથજીની હકીકત કાંતો અતિશયોક્તિ વાળી હોય, કે કાંતો ન્હાસભાગ ઇત્યાદીને લીધે સ્થિતિમાં ફેર પડયાથી વર્ણનમાં ફેર કરવાનો હોય.

ગયેતેમ હોય પણ તે હકીકત અપ્રતિષ્ટિત તેમજ દૂષિત લાગવાથી આ પ્રમાણે લખવાની જરૂર પડી. એ પુસ્તકમાં એક સ્થળે એમ લખ્યું છે કે " અબ નિત્ય લીલામેં શ્રી ગોવર્ધનનાથજી શ્રી ગિરિરાજ પર્વતકી કંદલાનમેં અનેક ભકત સહિત આપ બિરાજ માનહૈ. સો તહાં શ્રી આચાર્યજી મહા પ્રભૂ આપ સદા સર્વદા સેવા કરતે હેં." આ કેવળ તરંગી કલ્પના હોઇ શકે. શ્રીજીનું નિવાસસ્થાન શિહાડ છે, તેમજ આચાર્યજીયે તો કયારનુંય જળશયન કર્યું હતું. વળી એક સ્થળે એવું લખે છે કે "સંવત ૧૪૬૬ મેં શ્રીજીકી ઉર્ધ્વ ભુજાકો દર્શન ભયો." દ્વાદશ કુંજમાં લખે છે કે ગોલોકના જીવ પૃથ્વી ઉપરજ જન્મ્યા હતા, તેહેનું સ્મરણ શ્રી ઠાકોરજીને થવાથી વિરહ ઉત્પન્ન થયો એટલે ઠાકોરજી તથા સ્વામિનીજી બન્નેના નેત્રમાંથી વિરહાગ્નિ નીકળ્યો તેહેનો સંબન્ધ થતાં શ્રી વલ્લભાચાર્ય અગ્નિ સ્વરૂપ થયા. અહીં આપણને આ બન્ને હકીકતમાં જે પુર્વા પર વિરોધ રહેલો છે તે સ્પષ્ટ જોઇશું. શ્રીજીને જીવોની વાત તો ૧૫૩૫ માં યાદ આવી અને પોતે જડરૂપ તો ૧૪૬૬ માં પ્રગટ થય આ એક વિચીત્રતા છે. એક સ્થળે એવો ઉલ્લેખ જોવામાં આવે છે કે " કાહુકો વૃજમેં કછુ વસ્તુકી કામના હોતી તબ ભુજાકો દુગ્ધકો સ્નાન માનતે તબ વાકી કામના સિદ્ધ હોતી " આના સંબન્ધમાં અમારે શું લખવું તે સુઝતું નથી. વાચકેજ વિચારવું

વળી લખે છે કે " સંવત ૧૫૩૫ વૈશાખ વદ ૧૧ કે દિન શ્રી ગોવર્ધનનાથજીકો મુખારવિંદ પ્રગટ ભયો. તાંઇ દિનશ્રી વલ્લભાચાર્યજીનો પ્રાદુર્ભાવ અગ્નિ કુંડતે ભયોં. ઔર કૃષ્ણ અવતાર કે વ્રજવાસી સબ વ્રજમંડળમેં જહાં તહાં મનુષ્ય કુલમેં પ્રગટ ભયે." સિદ્ધાંત એવો છે. કે શ્રીકૃષ્ણે બધાનો ઉદ્ધાર કર્યે હતો, ત્યારે આ ગોપો આટલા દિવસો સુધી જીવયોનિમાં કેમ રહ્યા હશે ? વળી કહ્યું છે કે કૃષ્ણાવતાર પછી બાકી રહેલા જીવનો ઉદ્ધાર કરવા શ્રી વલ્લભાચાર્યનો અવતાર થયો, ત્યારે આ વ્રજવાસી કયાંથી નીકળી આવ્યા ? આ વાતોનું સમાધાન યથાસ્થિત થઇ શકે એમ નથી. એક રમુજી વાત જોવામાં આવે છે. એક સ્થળે લખે છે કે " સદુ પાંડેકી સહસ્ત્ર ગાયથિ તીનમેં એકકો નામ ધુમરીથી સો

ધરી ચાર દિન પિછલો રહે તબ ગિરિરાજ પર્વત કે ઉપર ચઢિકે શ્રી નાથજીકે મુખારવિંદકે ઉપર સ્તન કરિકે ઠાઢી હોઇકે દૂધ આવે સો દુગ્ધ આપ આરોગે" પોતાની મેળેજ, દહોનાર વિના, દૂધ દેનાર પશુ, અને તે દૂધ પીનાર તે આ મૂર્તિ ! વધુ ટીકાની જરૂરજ નથી: એક સ્થળે એવું લખ્યું છે કે " પાછે છ મહીના પર્યંત વહી દૂધ આપ આરોગે સો એક દિન મની ચિંતા તથા સદૂપાંડે ગાયકો સ્વલ્પ દૂધ દેખકે ગાયકે પીછે ચલ્યો ગયો. તબ ઉન્ને યહ સબ પ્રકાર દેખ્યો; તબ દડંવત્ ઇનને કીની ઔર ઇનકુ શ્રીમુખકો દર્શન ભયો, તબ શ્રીનાથજીને શ્રીમુખ સો સદૂ પાંડેસો સાક્ષાત્ આજ્ઞા કીયે જો મેં શ્રી ગોવર્ધન પર્વત મેં રહત હું. ઔર આજ્ઞા દીની જો આજતેં મોકુંવા ગાઇકો દૂધ દહીકે દોય બીરીયાં પ્યાઇ જાઓ." વળી શ્રીનાથજી બોલે છે કે " અરે ? ધરમદાસ યહ ગાયનું સદૂપાંડેકે ખરિકમેં કરિદેયાકો દૂધમેં અરોગું ગો. ઔર કુંમનદાસકો શ્રીજીને આંજ્ઞા કરી જો કુંમનદાસ તું નિત્ય મેરેપાસ ખેલવેકું આયો કર " વળી લખે છે કે એક માધવાનંદ કરીને કોઇ હતો તેહેને ઇચ્છા થઇ જે હું શ્રીજીને અન્ન આરોગાવું તથા ગુંજાર ધરાવું. તેહેને શ્રીજીએ કહ્યું કે મેં તો જબ શ્રી આચાર્યજી મહાપ્રભુજી પધારેંગે તબ શ્રી હસ્તસો રસોઇ કરકે મોકું અન્ન પ્રાશન કરવા વેંગે તબ ભોજન કરૂંગો ઔર તાંહાં તાંઇ હમ બૃજબાંસિનમેં ખેલેંગે." વળી સાથે એમ પણ લખે છે કે "કબહુ (શ્રીજી) કુંભનદાસકું સંગ લેકે માખન ચોરીકું બૃજબાસિંનકે ઘરમેં પધારતે."

વળી એક વાત એવી આવે છે કે "એક ભવન મુરાકો વ્રજવાસી હતો સો વાકી ગાય વને મે ખોઇ ગઇ, સો તહા સિંહ રહન હુનો તબ માનતા કરી જો મેરી ગાય સિંહ નહિ મારેગો તો ગાયકો દુધ શ્રીજી કો આરોગાઉંગો પાછે રાત્ર સમે વા ગાય કો સિંહ મિલ્યો તબતાકું શ્રીજીને ભુજા પસારકે કાન પકરકે નિકાલ દીયો." વળી બીજે દિવસે કુમનદાસને શ્રીજીએ કહ્યું "કુમનદાસ મેરી બાં દુ:ખત હે."

વળી લખે છે "એક વ્રજબાસી હતો તાસુ શ્રીજી આજ્ઞા કીયે જો તું મોકું દૂધ રોટી લાય દે." પછી લખે છે એક વ્રજવાસણે દશ શેર માખણ ચઢાવવાની માનતા કરેલી તે સાસુ સસરાના ડરથી ત્યાં જઇ ન શકી એટલે તેણે કહ્યું "ઘર વારેનકો આગળ મેરો આવનો ન બનેગો તબ વાકી આરતી જાનીકે દેવ દમન આપ પધારે અરૂ માખન લેકે અરોગે." વળી આગળ ચતુરા નાગાને પાડાપર ચઢી દર્શન આપી આવ્યા હતા. ને ગોવિંદ કુંડ પર તેજ ધણીને રોટલાને વડીને ભોગ ધર્યો ત્યારે શ્રીજી રાજભોગ મુકી દઇને ત્યાં દોડી જઇ ખાઇ આવ્યા, પણ સામગ્રી થોડી હોવાથી માધવેંદ્રપુરી પૂજારી હતો ત્હેને "આજ્ઞા કીયો જો મોકું ભૂખ લગી હૈ તો તેં રાજ ભોગ ફેર કરો." આવાં તે હજી કેટલાં દૃષ્ટાંતો આપવાં તે અમે સમજી શકતા નથી. પ્રભુ શું, ત્હેનું સ્વરૂપ શું, આચાર્ય શું, ત્હેનું ગૌરવ શું, મહત્વતા કેટલી વિગેરે અનેક બાબતોના વિચાર કરીયે તો આ સર્વ હકીકતો કેવળ હાસ્ય સરખી અર્થહીન, ગ્રામ્ય, હલકી લાગે છે. ઘણી ખરી હકીકતોમાં તો સામાન્યમાં સામાન્ય ચક્ષુને સૂજે એવા વિશ્વના નિયમોની અવગણના થયલી જણાશે. શ્રીજીની મૂર્તિમાં બોલવાની, દૂધ પીવાની, દોરવાની વિગેરે ક્રિયાઓ શી રીતે સંભવી શકે? મનુષ્યોની આ સર્વ ઘટિત અઘટિત ક્રિયાઓનું આરોપણ પ્રભુપર કરવાથી પ્રભુને પ્રભુ પદથી ખસેડી મનુષ્ય બનાવવા સરખું છે. એટલુંજ નહી પણ જ્યારે જડ એવી મુર્તિમાં આ સર્વ ક્રિયાઓનું આરોપણ કરવામાં આવે ત્યારે તો લેખકની જડતા ચેતન એવા પ્રભુને જડજ બનાવે છે. આ જમાનામાં આ હકીકતો સાધારણ મનુષ્યને પણ ગળે ઉતરવી મુશ્કેલ છે. આમ છતાં કેટલીકવાર કેટલાંક કેળવાયલાં મનુષ્યો પણ સત્યાસત્યનો વિચાર કે વિવેક કર્યા વગર અથવા તો સ્હમજ્યા છતાં સામાન્ય વર્ગમાં પ્રતિષ્ટા કે મહત્વતા મેળવવાના માન ભૂખ્યાં હોવાથી કંઇક રહસ્ય હશે કહી અંધ શ્રધ્ધાળુ જેવા બને છે તેમ અલંકાર શોધવા પ્રયત્ન કરે છે, પણ આ હકીકતો એવી પરસ્પર વિરૂધ્ધ જતી બુધ્ધિહીન છે કે કોઇપણ પ્રકારની કલ્પનાથીદૂર છે. એકવાત વિચારવાની છે. પુરૂષોના હૃદયમાં, મનમાં

જે જે ભાવો સતત ઘોળાયા કરતા હોય છે, જ્હેનું ચિંતન નિત્ય બન્યું રહેતું હોય છે તે કોઇ વખત નીકળતી અણધારી વાણી મારફત બ્હાર પડે છે તે જીવનનું માપ કરવા ઉપયોગી થાય છે. આવી હકીકતોનો વિચાર કરીએ તો એમ લાગે કે શ્રીજી સરખા પ્રભુ માત્ર દૂધ, દહીં, માખણ, ઇત્યાદી સ્થૂળ પદાર્થોમાંજ નિત્ય રમમાણ રહેતા હતા. ત્હેમની તૃપ્તી માત્ર એટલામાંજ હતી. અને તે માટે અનેક નાનાવિધ અયુક્ત ક્રિયાઓ કરવી પડતી. કયાં ગિતોપદેશિત ભક્તિમાર્ગ અને કયાં આ ગપ માળ ? કયાં તત્વજ્ઞાન ને વેદાંતનો મહાન પ્રભુ અને આ મનુષ્યમાં પણ પામર ગણાય એવા દૂધ, દહીંમાં લુબ્ધ શ્રીનાથજી! બહુ તો એટલું બની શકે કે આ લેખદ્વારા આ લોકના જીવન સંબન્ધીની હકીકત જાણી શકીએ કે એઓના જીવિત કાળમાં એઓ બહુધા ખેડુતો હશે કારણ ઘણી વખત ગાય, ઢોર પાછળ તેઓ જતા. તેમજ ગાય ન્હાસી જાય ત્હેને પકડી લાવવી અને તેના દૂધ, દહીં, માખણ વિગેરે ઉપયોગમાં લેવા વિગેરેના વર્ણન આવે છે. તેમજ આવા આચાર્યોને પ્રભુ આવા ખાવા પીવાની બાબતપરજ આટલું બધું લક્ષ આપે એ ત્હેમનાં ગૌરવને શોભાપ્રદ નથીજ. અમે આ બાબત એવી અસાર, અર્થહીન સમજીએ છીએ કે વધુ વિવેચન પદેપદે કે પંક્તિયે પંક્તિયે ન કરતાં માત્ર ઉપેક્ષા કરીએ છીએ.

આવા દૃષ્ટાંતો જોયાં પછી હવે સૃષ્ટિક્રમ વિરૂધ્ધના તેમજ કેટલાક અન્ય પ્રકારની અસંબન્ધ હકીકતોના એ પ્રાગટયના પુસ્તકને આધારે દાખલા જોશું. એ સર્વપરથી એ ધર્મનું, તેમજ ત્હેના આચાર્યોના જીવન સંબંધી બહુ અજવાળું પડશે. તટસ્થ તેમજ સુજ્ઞ વાચકોને માટે એમનાજ પુસ્તકોમાંના આ અવતરણો એ સંપ્રદાય તેમજ ત્હેના ધર્માચાર્યો સંબંધી તુલના કરવાનું બહુ ઉપયોગી સાધન થઇ પડશે. અહીં એક વાત નોંધવા જેવી છે કે એ સંપ્રદાયમાં કોઇક કેળવાયલા પણ છે. અને જેઓ પોતે ઉંચી કેળવણી પ્રાપ્ત કરવાનો દાવો કરે છે ત્હેમણે આ એમના સંપ્રદાયમાંના પુસ્તકોની આ હકીકત માટે પોતાના વિચારો જાહેર કરવા જોઇએ. શું તેઓ પ્રમાણિક હૃદયથી સ્વીકારે છે ?

શું તેઓ માન સાચવવા ખાતર, મોટાઇ પોષાવા ખાતર કે વ્યવહારની સરળતા ખાતર આંખ મીચામણાં કરી શિક્ષિત હોવાનો દાવો કરે છે? અમે ધારીએ છીએ આજના જમાનામાં એ પુસ્તકોનું ગુજરાતી આલમ માટે ગુજરાતી ભાષામાં ભાષાંતર થાય તો ભાગ્યેજ એ હકીકતો પુરૂષ વર્ગ કે આ જમાનામાં સંસ્કાર પામતી સ્ત્રી સુધ્ધાંમાં રજ સરખું પણ માન પામે.

આગળ આપણે પૂરણમલ્લ રાજાએ ગિરિરાજ ઉપર મંદિર કેવી શરતે બંધાવી આપેલું તે જોઇ ગયા છીએ. તે સંબન્ધમાં આ પ્રાગટ્યના પુસ્તકમાં લખે છે કે "સંવત ૧૫૫૬ ચૈત્ર સુદ ૨ કે દિન પુર્ણમલ્લ ક્ષત્રિ સો શ્રીજી આજ્ઞા કીયે એ તું મેરો મંદિર બનવાય. તા પાછે વહ આઇકે શ્રી આચાર્યજી મહાપ્રભુના સોંવાને વિનતી કીની તબ શ્રી ગોવર્ધન નાથજીકી ઇચ્છા જાની કે શ્રી આચારજી મહાપ્રભુને શ્રી ગિરરાજ સોં પુછી જો આપકે ઉપર કે મંદિર બનેગો. ઔર ટાંકી બાજેગી, સોતાકી કૈસી હમકો આજ્ઞા હૈં? તબ શ્રી ગીરીરાજ યહ આજ્ઞા કીયે જો શ્રી ગોવર્ધન નાથજી મેરે હૃદયકે ઉપર બિરાજેંગે જો મોકોં ટાંકી લગનેકો પરિશ્રમ ન હોયગો" હવે આના ઉપર શી ટીકા લખવી? અત્યાર સુધી મૂર્તિ વાતચિત વિગેરે કરતી હતી, હવે તો અહીં ડુંગર પાસે બોલાવે છે. જે મનુષ્યો હવે આવી વાત લખે માને કે સ્વીકારે તેમનાં મગજ ડુંગરના તત્ત્વ જેવાં નહીં તો વિશેષ શું સમજવાં? વળી એક સ્થળે લખે છે કે "માધવેંદ્ર પુરીકું શ્રીજીને આજ્ઞા દીની જો મોકું અસલ મલયાગિર ચંદન લાયકે સમર. મોંકો ચંદન લગાયવેકો પ્રેમ હે" આવું લખ્યા પછી લખે છે કે માધવેંદ્રપુરી અહીંથી મલયાગિર ચંદન લેવા ગયો તે પહેલાં શ્રી જગન્નાથપુરીમાં ગયો. ત્યાં એને ખીર ખાવાનું મન થયું. એટલે ત્યાં એક ગોપીનાથજીની મૂર્તિ છે તેને ભોગના કટોરા ધરાયા હતા, તેમાંથી ગોપીનાથજીની લાકડાની મૂર્તિએ "એક વાટકો ખીરકો ચુરાયકે અપને સીંગાસનકે નીચે દબકાય રાખ્યો." ભોગ ધર્યા પછી પંડયા માંહોમાંહ લડવા માંડ્યું ત્યારે ગોપીનાથજી (પેલી મૂર્તિ) બોલ્યા જે "મ્હેં ચોરી રાખ્યો છે. તે આપણા ગામમાં

એક માધવેંદ્ર પુરી કરીને એક આવ્યો છે ત્હેને આપી આવ્યો છું.'' આમાં હવે મૂર્તિ બોલે છે ને વાતચિત્ત કરે છે. માધવેંદ્રપુરીને ખીર ખાવાનું તે મન થવું શું, પંડયાઓનું ખીર માટે લ્હડવું તે શું, ગોપીનાથજીની મૂર્તિનું તે ખીરને ચોરવી તે શું? ગોપીનાથજીની મૂર્તિ ચોરી વિના શાહુકારીથી આજ્ઞા કરત તો શો વાંધો? વળી એક વિચિત્ર અસંબન્ધ વાત આવે છે. એક નાગર બ્રાહ્મણની સ્ત્રી ગોંસાઇજીની સેવકી હતી. તે ગોકુળ તરફથી નીકળ્યા હશે તેથી તે સ્ત્રીના કહેવાથી શ્રીજીના દર્શન ગિરિરાજ ઉપર કરવાને ગયા. " સો ભોગકે શ્રી દર્શન કીયે, તબ વા સ્ત્રીને ગોવર્ધનનાથજી સૌ બીનતી કીની જો મેરા જીવીસેં સંગ છુડાઓ. ઓર આપકે નિકટ રાખો યહ બિનતી વાકી સુનકે વાકો હસ્ત ગ્રહણ કરકે વાકો નિત્ય લીલામે પ્રવેશ કીયો. જો વાકી લૌકીક દેહ છૂટી. તબ ઉહ બ્રાહ્મણ મરવેકું બેઠો તબ શ્રી ગુંસાઇજીને વાકાં નિત્ય લીલાકે દર્શન કરવાયે. તબ ગોપીકા મંડળમે વા સ્ત્રીકો વા બ્રાહ્મણને દેખી તબ નાગર બ્રાહ્મણકો સંદેહ મિટયો, ફેરી વહ શ્રી ગુંસાઇજીકો સેવક ભયો. જો નિત્ય લીલામે પ્રાપ્ત ભયો'' આ પ્રાર્થના પણ વિચિત્ર ને ત્હેનું ફળ ને મૃત્યુ પણ આવાં વિચીત્ર? પણ આથીય વધુ વિચીત્રતા તો આ છે કે નાગરે નિત્ય લીલામાં પ્રવેશ કર્યો હતો છતાં પાછું લખે છે કે " ફેર ગાંડેલીમેં વાકો જન્મ ભયો " આ કથનો પરસ્પર વિરૂદ્ધ જતાં કેવળ છે.

વળી લખે છે કે ગાંડોલીમાં સ્યામ નામે મૃદંગી થયો ત્હેની છોકરી લલિતા બીન બજાવતી તે બહુ સારૂં બજાવતી. તે સાંભળ વાને શ્રીજી " એક દિન ચાર પ્રહર રાત્રિ જાગે જબ પ્રાતઃ કાળ-શંખનાદ ભયે તબ આપ નીજ મંદિરમે પધારે તબ જગાવતી બિરિયાં શ્રી ગુસાંઇજીને આ રકત નેત્ર દેખકે શ્રીજીસો પૂછી જો બાબા આજ રાત્ર જાગરન કહાં ભયો " ત્યારે ત્હણે બધું વૃતાંત કહ્યું.' મૂર્તિનું ઉંઘવું શું, જાગવું શું, આંખો લાલ થવી શી? માત્ર વાંચકેજ વિચારવું.

વળી લખે છે કે "શ્રીજી દિવસમેં ગાય ચરાવને જાય તબ શ્રીજીકે સંગ સબ ગ્વાલ મંડલી જાય. ઓર એક સમે હાઉકે ઘાટ તલે શ્રીજી ખેલત હતે, તા સમે ગોપીનાથ ગ્વાલને કહી જો અબતો દેવ દમન ભૈયા તા કું શ્રી ગુસાંઇજી લડુવા અરોગાવત હૈ સો તામેસોં હમ હુકોં લડુવા લાયોકરિ તબ શ્રીજીને કહ્યો, ભૈયા તમકું કાલિ લાઉંગા પીછે દુસરે દિન આઠ લડુઆ ચુરાય લીએ સો ગ્વાલ મંડલીમે બાંટી દીને." અહીં તે શું લખવું? એટલુંજ કે પરમાત્મા, પ્રભુ તેને કેવી દશામાં આ સંપ્રદાયવાળા મૂકે છે. આ માનનારા ભોળા અને બુદ્ધિ શૂન્ય નહીં તો કેવા સમજવા?

પણ આથી વધુ હલકી પંક્તિમાં પ્રભુને મૂકયાની વાત તો હજી આવે છે. એ જેટલી હાસ્યરસિક છે તેટલીજ ખેદ-જનક છે. લખે છે "ઔર એક દિન શ્રીજી જીવાલિયાકી બેટી રૂપમંજરી હતી તાસું ચોપટ ખેલિવેકું પધારે, સો બાર પ્રહર રાત્રવાંસુ ચોપટ ખેલે. ઔર વાકો નંદદાસ કો સંગ હતો" જેમ આગળ ઊજાગરાના કારણથી શ્રીજીની આંખો લાલ થઇ આવેલી લખેલી છે તેમ આમાં પછી લખ્યું છે કે તેવું જોઇ ગુસાંઇજીએ શ્રીજીને ધમકાવ્યા "તબ શ્રી ગુંસઇજીએ શ્રીજી તે નાંહી કરી જો લૌકીક શરીરકે લીયે ઇતની દૂર શ્રમ કરિયે? જો યહાં વ્રજભકત કે સંગ આપ સુખેન ચોપટ ખેલો" અહીં વળી ચોપટ ખેલવા મૂર્તિ ઊડતી હતી. પણ આથી વધુ જે હલકી વાત તે નંદદાસના રૂપમંજરી સાથેના કુકર્મની છે. ગુંસાઇજી વળી જ્યારે શ્રીજીને ધમકાવે એ સ્થિતિમાં હતા ત્યારે કૃષ્ણદાસે છ મહિના સુધી દર્શન તેઉમના બંધ કેમ ક્યાં હશે.?

વળી "અલીખાં પઠાનકી બેટી બીબી તાજ હતી સો તાકી મા રહે " नृत्तन आवत ताजको प्रभु गावत होरी गीत " એવી સ્થિતિમાં શ્રીજી પણ નૃત્ય કરતા. પણ હવે એક ખરેખરી અગત્યની વાત આવે છે, જે સત્ય હોવા સંભવ નથી તેમાં લખે છે કે "અકબર બાદશાહકી બેટી મહતી શ્રી ગુંસાઇજીકી સેવક હતી. તાસોં શ્રીજી સતરંજ ખેલવે આગરેકું જાત હુતે. વહબાત શ્રી ગુંસાઇને જાની

તબ શ્રીજીકુ મને કીયે " આ વાત કેવળ વિચીત્ર હસવા સરખી છે, કે મુર્તિ રાતોરાત બાદશાહની પુત્રી સાથે શેત્રંજ રમવા જાય ને પાછી આવી પોતાને આસને બેસે. તોપણ આમાં એક વાત વિચારવા જેવી લાગે છે એ સર્વ વૈષ્ણવો જ્હેમને પોતાના સિદ્ધાંત તરફ માન હોય ત્હેમણે ધ્યાન આપવા યોગ્ય છે તે એ કે તે કાળે મુસલમાનોને સેવક તરીકે અંગીકાર કરવામાં પાપ ન્હોતું મનાતું. અને શ્રીજી બાવાજ જ્યાં બાદશાહની પુત્રી સાથે શેત્રંજ રમવા બેઠા તો પછી બાકીજ શું રહ્યું ? વલ્લભ સંપ્રદાયના આ પ્રમાણેના સિદ્ધાંતો તે વખતે સર્વને ઉપદેશવામાં આવતા હતા અને આજે જે સંકુચિત વૃત્તિ ને સાંકડી દૃષ્ટિ ત્હેમની દરેક ક્રિયામાં જોવામાં આવે છે તે ન્હોતી. બીજી વાત રાજ મુસલમાની હોવાથી રાજના તેજ અને પ્રભાવની અસરો કયાં સુધી પ્રજા જીવનપર થાય છે તે આવી ખરી ખોટી લખેલી વાતોપરથી માલમ પડે છે. અને હિંદુસ્થાનના ધર્મવિચારની દરેક શાખાને કંઇ કંઇરૂપે કંઇ કંઇ અસરો આની થયલી આપણે જોઇએ છીએ. એ કાળમાં અનેક ધર્મ વિચારની શાખા અને પેટા શાખાઓ ઉત્પન્ન થયેલી જોઇએ છીએ. અને જો અકબરની રાજનીતિ પછી ત્હેના પાછળના રાજકર્તાઓની રાજનીતિ તેવીજકુનેહ ભરેલી ને બળવાળી અસરકારક હોત તો આર્યાવર્તના વિચાર પરિવર્તનો તેમજ ઇતિહાસનું સ્વરૂપ શું હત તે કહી શકવું મુશ્કેલ છે. હવે આપણ આગળ ચાલીશું. એક સ્થળે લખે છે કે " દેશાધિપતિને ગોવર્ધનકી તરહટીમાં આયકે ડેરા કીયો. તબ વાકી બેટી તાજ શ્રીકે દર્શનકું આઇ. સોતાકું શ્રીજીને સાક્ષાત. દર્શન દીયે. ઔર સેન દીની. તબ વાકું અત્યંત આતુરતા બેડી જો હું તો શ્રીજી સો મિલુંગી. તબ વૃંદાવનદાસ ઝવેરીકી બેટીને વાકો થાંભ રાખી પીછે વાકો બાંહ પકરકે નીચે ઉતાર લાઇ તબ તરહટીમે આઇકે વાકો લૌકીક શરીર છુટ ગયો. ઔર અલૌકીક શરીર સો શ્રીજીકી લીલામે પ્રાપ્ત ભઇ. ,, આવી ઘણીક વાત છે. અસંબન્ધ એટલા પરથી લાગશે કે જે મુર્તિના કટ્ટા દુશ્મન ને દેવળને સ્થાને મસીદ બંધાવનાર તે કદી આ ભક્તિ

ભાવથી પૂજે એ યુકત લાગતું નથી. હવે બને એટલું ટુંકું કરવા માત્ર એકાદ બે દૃષ્ટાંતો આપીશું. એક સ્થળે લખે છે કે " ગિરધારીજી લીલામેં પધારે સો લીલામેં શ્રી ગોવર્ધન નાથજીકી સદા સર્વદા ચોકી કરત હે. તાસોં શ્રીજીને કહીજો ગોવિંદજી પાદશાહ કે હુકમકી ચિંતા કરત હે, સો ઉનકો તુમ દર્શન દેહુ ઓર સબ વૃતાંત કહોજો શ્રીજીકો મેવાડ પધારવેકી ઇચ્છાહેં" પછી ગીરધારીજીએ ગોવિંદજીને દર્શન દીધાં ને કહ્યું જે તમારે ચિંતા કરવી નહીં હવે આમા વિચારશું તો જણાશે કે એક સ્થળે લીલા કરી ગયાનું લખ્યું છે. તો પછી ચોકીદાર કેમ કરી શ્રીજી આગળ થયા?

વળી મૃત્યુ પામ્યા પછી ગોવિંદજીને દર્શન શી રીતે આપ્યા?' આ પછી ગીરધારીજી ગોવિંદજીને કહે છે, કે મ્લેચ્છોનું તો બ્હાનું છે બાકી શ્રીજીનીજ જવાની ઇચ્છા છે. માટે તમે રથ સિદ્ધ કરી ચાલ્યા જાવ આ પછી લખે છે કે " બુઢે બાબા મહાદેવ આપકે રથ આગે મસાલ લેંકે ચલેંગે" અર્થાત મહાદેવ તે શ્રીજી આગળ મસાલ લઇ ચાલશે પછી શ્રીજીનો રથ હાંકયો પણ ચાલેજ નહીં ત્યારે " ગોસ્વામિને બીનતી કીની, તબ શ્રીજી આજ્ઞા કીયે ગંગાબાઇકું ગાડીમેં સંગમે લે ચલો. તબ રથ ચલેંગે." આ પછી ગંગાબાઇને સાથે લીધી. અને રથ ચાલ્યો. આપર કશા વિવેચનની જરૂર નથી. સુજ્ઞ વાચકેજ વિચારવું.

વળી એક ઠેકાણે લખે છે કે એક દહાડો બાદશાહ કાંકરાની પથારી ઉપર સુતો હતો, ત્હેને "શ્રીજીને જાયકેં વાકી પીઠમેં એક લાત મારી ઓર વાતે આજ્ઞા કરી જો આજ મેં આગરે આયોહું. જો તું હમારા કહા કરિ શકે હેં? મેંહી અપને ઇચ્છાતેં ઉઠયો હું" પછી લખે છે કેશ્રીજીએ બાદશાહને " લાત મારી તાકો ચિન્હ પીઠમે ઉપરી આયો સો જબતાંઇ જીયો તબ તાંદડ ચિન્હ રહ્યો.' હવે આ સબંન્ધમાં તે શું લખવું? શ્રીજીની મૂર્તિ તે શું, એ બાદશાહ ને લાત મારવી તે શું, ને ત્હેનું ચિન્હ જીંદગી પર્યંત રહેવું તે શું!' આ શિવાય મુસલમાનો સાથે ચોપટ ખેલવાની, મોહના ભંગી સાથે રમત રમવાની ગ્વાલિયાઓને ત્યાં રસ્તામાંથી રોટલા ઝુંટાવી

ખાઇ જવાની વાતો લખી છે જે કેવળ વિચીત્ર મૂર્ખતાભરેલી હાસ્યજનક છે. વળી લખે છે કે શ્રીજી હાથી જોડેલા રથમાં બેસી રોજ રાતના નાથદ્વારથી વ્રજમાં રૂમણ કરવા જાય છે. ત્હેના બળદો પણ તૈયારજ રાખેલા છે. વળી ખરા બળદની સાથે એક પથ્થરનો હાથી પણ રાખ્યો છે. તે સજીવન થઇ વ્રજમાં શ્રીજીની સવારીમા જાય છે. પણ સાથે લખે છે કે શ્રીજીના રથની કોઇ માણસ રાત્રે પરીક્ષા કરવા જાય, અથવા રમણ રેતીમાં શ્રીજીના દર્શન કરવા જાય તે આંધળો થઇ જાય. એટલે અંધ શ્રદ્ધાળુ કોઇ ખરા ખોટા નો નિર્ણયજ ન કરે. આ તે કેવી શ્રદ્ધા ? આ તે કેવા પ્રકારનો ઊપદેશ કે મનુષ્યોની મનોવૃત્તિને પણ માત્ર બેડી બંધને જકડી લે ને કેવળ સ્વાર્થ ખાતર બુદ્ધિહીન બનાવે. આ માનસિક ગુલામગિરી આજનો જમાનો કેમ સાંખે ? અમે ધર્માનુરાગી સત્યાન્વેષી સજ્જનો તેમજ જે કોઇ કેળવાયલા, સંસ્કારી, ને બુદ્ધિની સુઘડતા ધરાવતા હોય ત્હેમને જણાવીએ છીએ કે "પ્રાગટ્યની વાર્તા" ઇત્યાદિ પુસ્તકો જોવાં, સત્યાસત્યનો સૃષ્ટિક્રમાનુસાર વિચાર કરવો, ને વિચારવું કે આજના જમાનામાં આવાં અસંબન્ધ અસત્ય કથનો ક્ષણવાર પણ નભશે વારૂ ? ઉચ્ચ કેળવણી લીધાનું જ્હેમને અભિમાન છે તેઓ શું આવી હકીકતો સ્વીકારશે ? એ સંપ્રદાયમાં જેઓ તેવા હોય તેઓ આ હકીકતો સંબન્ધી સત્યાસત્યનો વિવેક કરવાની જરૂર નથી? શું આવા પુસ્તક પ્રતિષ્ઠિત ગણાશે? અમે તો કહીએ છીએ આવી હકીકતોમાં ધર્મ નથી, ધર્મનું રહસ્ય નથી, મોક્ષ નથી. વૈકુંઠ નથી, સુખ નથી, કલ્યાણ નથી, જ્ઞાનનું પ્રચારણ નથી પણ વ્હેમ, અંધ શ્રદ્ધા, જડતા, અજ્ઞાનતાનું પ્રતારણ છે, અને જેટલે અંશે એનું પ્રસારણ તેટલે અંશે સંસારનું અહિત.



## પ્રકરણ ૪ થું.



## ભાટીઆઓ સ્વધર્મ ત્યાગી પુષ્ટિમાર્ગમાં કેમ ફર્યા ત્હેનો ઇતિહાસ.

હવે આપણે આ પ્રકરણમાં ભાટીઆઓએ પોતાનો સ્વધર્મ ત્યાગી આ ધર્મ કેવી રીતે અંગીકાર કર્યો તે વિચારીશું. શ્રી નાથજી શાંતિથી શિહાડમાં બેઠા પછી ધીમે ધીમે મહિમા વધવા માંડયો, રાણા તરફથી પણ સારી મદદ મળ્યા કરતી એટલે સમૃદ્ધિ વધી. વળી જે મહારાજો ગોકુળ તરફ રહ્યા હતા તે ત્યાં વંશનો વધારો થતાં અન્ય સ્થળોએ પથરાતા ગયા. પહેલાં તો તેઓ તેટલામાં ને તેટલામાંજ વધ્યા. પણ પછી ગુજરાત તરફ આવી સુરત અમદાવાદ તરફ પણ પહેડીઓ ખોલવા માંડીને ગાદી સ્થાપન કરી. સિંધ તરફ પણ એઓએ દ્રષ્ટિ દોડાવી આવ જાવ કરવા માંડયો હતો. પણ ત્યાં મુસલમાન મીરોનું રાજ્ય હોવાથી પહેડી ઉઘાડવાનું ન બની શકયું. એમ કરતે કરતે તેઓ દક્ષિણમાં કચ્છ તરફ આવી પહોંચ્યા ત્યાં તેમને મોટો લાભ થયો. તે એકે ભાટિઆઓ કે જ્હેમને એઓ માછીમાર તરીકે અને માછલાંને સપડાવનારા તરીકે ઓળખાવે છે તેઓ આ જાળમાં સપડાઇ ગયા તે વખતે કચ્છ માંડવીમાં ભાટિઆઓની વસ્તી બહુ હતી. તેઓ સારા પૈસા વાળા, ઇજ્જતદાર તથા મ્હોટા વ્યાપારી હતા. ત્હેમનો ધર્મ પુરાણોકત એટલે મહાદેવ, રામ, કૃષ્ણ, દેવી, ગણેશ, વિગેરે જુદા જુદા દેવ દેવીઓની ભકિત કરતા. કોઇપણ સંપ્રદાય, પંથ, કે વાડામાં ખાસ બંધાયલા ન્હોતા પણ છૂટા હતા. ઇ. સ. ૧૭૯૭ ની સાલમાં દીક્ષિતજી નામના કોઇ મહારાજ કચ્છ માંડવી ખાતે ગયા અને ત્યાં તેઓ ભાટિઆ જેવી સંપીલી અને પૈસાદાર કોમની આ સર્વ પ્રકારની પરિસ્થિતિથી વાકેફ થયા અને ત્હેમને પોતાના સંપ્રદાયમાં લેવા માટે પ્રયત્ન કરવા માંડયો. પણ તેમાં ફાવ્યા નહીં. એટલામાં

એક બનાવ બન્યો. ભાટિઆ લોકોએ ગામના પશ્ચિમ દરવાજા પાસે એક મહાદેવનું દહેરૂં ચણાવ્યું. ને ત્હેમાં મહાદેવને બેસાડવા વિચાર કર્યો. આ વાતની દિક્ષિતજીને ખબર પડતાં ભાટિઆ કોમના બેચાર અગ્રેસરને બોલાવી ત્હેમને કહ્યું કે "મહાદેવજી તો જગતનો લય કરનાર કાળ સ્વરૂપ છે ત્હેની દૃષ્ટિ ગામની સામે હોય તો ગામનો નાશ થાય અને ઉજડ થાય, માટે વિષ્ણુ જે પાલનકર્તા છે ત્હેની મૂર્તિનું સ્થાપન કરવું જોઇએ." વિગેરે કેટલાક ચતુરાઇ ભરેલા વિવેચનને લીધે મહાદેવને ઠેકાણે ત્યાં લક્ષ્મી નારાયણની મૂર્તિનું સ્થાપન કરવામાં આવ્યું. આવી રીતે જેમ જેમ તેઓ માનતા ગયા તેમ તેમ એઓ પણ ચતુરાઇથી વધુ વધુ પગ પેસારો કરતા ગયા. એમણે એવી રીતે ઉપદેશ આપવા માંડયો કે જેથી પોતે ત્હેમના ગુરૂ તરીકે સ્વીકારાય. વળી તે લોકના પુષ્કરણા તથા ભટ વિગેરેને પણ સહમજાવવા માંડયા ને હાથમાં લીધા એટલે પછી તરતજ તેઓને બ્રહ્મ સંબન્ધ કરી દીધો અને કંઠીઓ બાંધી દીધી. હવે આ ભાટિઆ સંબન્ધમાં એ લોક શું વાત ફેલાવી છે તે જોવા જેવી છે. તેઓ એમ જણાવે છે. "દિક્ષિતજી જ્યારે માંડવી પધાર્યા ત્યારે ભાટિઆ લોક મચ્છીમાર હતા ને માછલાંનો વ્યાપાર કરતા. દિક્ષિતજીને તે લોકપર દયા આવી તેથી ત્હેમની બુદ્ધિ નિર્મળ કરવા બધાને ઘેર પ્રસાદ મોકલ્યો તે ત્હેમણે ખાધો કે ત્હેમની બુદ્ધિ તરત ફરી ગઇ. બીજે દહાડે માછલાં ઘરમાંથી નાંખી દીધાં અને દોડતા દોડતા મહારાજને જઇ પગે લાગ્યા ને વિનતી કરી કે અમને શરણ લ્યો. પછી મહારાજે ઘરમાંથી અનાચાર કાઢી નાંખવા હુકમ કર્યો ને ત્હેમના ઉપર છાંટવા પોતાના ચરણનું જળ આપ્યું. આથી તે લોકની બુદ્ધિ નિર્મળ અને કોમળ થઇ પછી બધાઓને નામ સમર્પણ કરાવ્યું, કંઠી બાંધી, જનોઇ દીધું ને શુદ્રના દ્વિજ બનાવ્યા. શુદ્રોને પાવન કર્યા." આ પછી ઉપર જણાવી ગયા તે મહાદેવની મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠાની વાત આવે છે. અને સાથે કેટલીક કેવળ અસંબન્ધ અપ્રસ્તુત વાતો પણ જણાવી છે.

હવે ભાટિઆ ભાઇઓની ઉત્પત્તિની આ કથા સંબન્ધી મ્હોટો મતભેદ છે. અન્ય પ્રમાણીક હકીકત સાથે બંધબેસતી નથી. એમના સંબન્ધમાં ભાટિઆઓની "કુળકથા" તથા થોડાં વર્ષ પૂર્વે "હૃદય ચક્ષુ" નામના માસિકના કહેલા તથા બીજા પુસ્તકમાં ભાટિઆ શુદ્ર નથી પણ યદુવંશી ક્ષત્રિય છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. હજીયે જેસલમેરમાં એમના ભાઇઓ રાજ કરે છે અને ત્હેમને જનોઇ છે કે નહીં તે જોવું જોઇએ. વળી એમના ઉપરના લખાણુ માંથી પણ ઘણી શંકાઓ ઉઠે છે જેના સમાધાન દુસ્તર છે. એમાં લખે છે ભાટિઆઓને જનોઇ દીધું. તો એઓ જો શુદ્ર હોય તો મહારાજો શુદ્ર તો શું પણ વણિકોને પણ ઉપવિતના અધિકારી નથી ગણાતા તેનું શું? માટે ભાટિઆઓ અતિ શુદ્ર હોવાનું એઓ જણાવે છે તે અયોગ્ય છે. માછીમારો દેવ સ્થાનો ને શિવાલયો બંધાવે એ સમાચીન નથી. વાસ્તવિક રીતે ભાટિઆઓની ઉત્પત્તિ ક્ષત્રીયમાંથી હોઈ તેઓ યદુવંશી હોવાનું વિશેષ સંભવનીય છે. તેઓના મૂળ વંશજો જેસલમેરમાં રાજ્ય કરતા, તેમજ પંજાબના મુલતાન વગેરે શહેરમાં અને પાછળથી કચ્છ હાલાર વિગેરે પ્રાંતોમાં પણ વ્યાપાર અર્થે આવી રહેલા વ્યાપારીઓ હતા.

વળી દિક્ષિતજીએ મૂર્તિ પધરાવવાની બાબતમાં કહ્યું કે મહાદેવની દ્રષ્ટિ ગામની સામે અશુભ છે. પણ મહાદેવજીને મ્હોં નથી હોતું "દોઢ દિવસમાં મંદીર ઉઘાડયું તેથી અડધો પ્રાણ આવ્યો નહીં તો આખો આવત ને સાક્ષાત બોલત, તેમજ લક્ષ્મીનારાયણની છાતી ધબકારા મારતી હતી." આવી હકીકતો કેવળ બાલિશ તેમજ ઉપેક્ષા કરવા યોગ્ય છે.

આ પ્રમાણે કચ્છ માંડવીના મુખ્ય ચોરાને પોતાના સંપ્રદાયમાં ફશાવ્યો એટલે ત્હેની અસર ઘણી થઇ. ત્હેમના પત્રો લઇ અન્ય સ્થળોએ ગયા તે પણ એમને ગુરૂ તરીકે સ્વીકારવા લાગ્યા. પણ ત્યારે કંઈ આવી પહેડી ન્હોતી ખોલી કે ગાદીનું સ્થાપન નહોતું કર્યું, પણ સાધુ સંત તરીકે ગણી ગુરૂ તરીકે માન આપે તે પ્રમાણે માન આપવામાં આવતું. દિક્ષિતજીએ આ પ્રમાણે શિષ્યો

કર્યા પછી આ નવીન અનુયાયિઓ આ પંથમાં વળગીને ભેરવાયલાજ રહે એ માટે આપ સ્વાર્થી પુસ્તકો લખવા માંડયા. અજ્ઞાન તેમજ અંધ શ્રદ્ધાળુને જુના સિદ્ધાંતો ને માન્યતાઓ ભુલાવવા ને એક ગ્રંથમાં લખ્યું છે કે "अन्य मार्गिको संग करनो नही" વળી એક ઠેકાણે લખે છે "अन्य मार्गिको मुखकी कथा सुननी नांही" ભાગવતાદિક કથા પણ અન્ય માર્ગવાળાના મુખે સાંભળવી નહીં. કારણ વખતે બીજી રીતે અર્થ કરી બતાવે. વળી શ્રી ગોકુળનાથજી એમના વચનામૃતમાં લખે છે "ઓર જો શાસ્ત્ર હેં સો સબ પુષ્ટિ માર્ગ સો વિરોધ કરાને વાલે હેં તાતે જાંકો પુષ્ટિ ભકત હોયવેકી ઇચ્છા હોય, યાને પુષ્ટિ માર્ગકે ગ્રંથ બિના અન્ય શાસ્ત્ર શ્રવણ કર નહીં." આ પ્રમાણે જ્ઞાનને છેકજ સંકુચિત પ્રદેશમાં પૂરી નાખનારને હીન બનાવનાર તેમજ અનુયાયિની દ્રષ્ટિને સંકુચિત ને અંધ બનાવનાર આ ઉપદેશથી અજ્ઞાનીઓ વધુ અજ્ઞાન થયા સત્યાસત્યનો વિવેક કરનાર કોઇ રહ્યું નહીં. અને આથીજ આ અનુયાયિઓમાં ધર્મશાસ્ત્ર જાણનાર કે ધર્મનું રહસ્ય જાણનારા કે જ્ઞાન, કર્મ ઉપાસનાનું મર્મ સમજનાર કોઇ પંડિત ઉત્પન્ન થયા નહી. ક્યાં વેદ ઉપનીષદની મહાન ગર્જવની ઘોષણા ને ક્યાં આ જ્ઞાનદષ્ટિને અંધ બનાવનારી સંકુચિત દ્રષ્ટિ ? ભાટિઓને આવી રીતે સર્વ પ્રકારે કુંઠિત કરીને મહારાજોએ ભાટિઆઓમાં મજબૂત પગદંડો કર્યો અને જ્યાં તેઓ વધુ જથામાં હોય ત્યાં મહારાજ અવશ્ય ગાદીનું સ્થાપન કરે છે અગર પહેડી ખોલે છે. મુંબઇમાં પહેલી પહેડી ઇ. સ. ૧૮૬૭ ની સાલમાં ગોકુળનાથજી મહારાજે ઉઘાડી. અને ત્યાર પછી બીજા દશબાર મહારાજોના રહેઠાણ મુંબઇમાં થયા છે. એકંદરે ગોકુળ મથુરાંમહાવન, કાશી, શીહાડ, અજમેર, કાંકરોળી, ચાંપાસેની, અમદાવાદ, નડીયાદ, સુરત મુંબઇ, કચ્છ માંડવી, વિગેરે મળી 'શ્રીસૃષ્ટિમાં' ૩૫–૪૦ મહારાજો છે અને ભાટિઆઓ એમના ખાસ સેવકો છે.

# પ્રકરણ ૫ મું.

## આચાર્ય મહા પ્રભુજી તથા બાલકો અને વૈષ્ણવોનો ગોલોકમાં કલ્પેલો ઈતિહાસ.

પુષ્ટિ માર્ગ વેદ ધર્મથી કોથી ભ્રષ્ટ કરનારો છે ત્હેનાં ઉદાહરણો મહારાજોની તથા ત્હેમના પંથની ઉત્પત્તિ સંબંધી હકીકત આપણે આગલાં પ્રકરણમાં જોઈ ગયા. હવે આ સંપ્રદાય મૂળના વેદ ધર્મથી કેટલો બધો વિરૂદ્ધ અશાસ્ત્રીય તેમજ અનીતિ વર્ધક છે તે સંક્ષેપમાં જોઈશું.

પુષ્ટિ માર્ગનું પ્રાગટય વૈષ્ણવોના પરોપકારને અર્થેજ થયું હોય, એવું સમજાવવા સારૂ પોતાનાં દ્વાદશકુંજ નામનાં પુસ્તકમાં લખે છે કે કેટલાક દૈવીજીવ ગોલોકમાં હતા, તેઓને શ્રીકૃષ્ણની સાથે સંભોગ કરવાની ઈચ્છા થઈ. તે વાતની સ્વામીનીજીને ખબર પડી (સ્વામીનીજી તે ભગવાનની કલ્પેલી સ્ત્રી) એટલે સ્વામાનીજીને અત્યંત ક્રોધ ચઢયો. પછી તેઓને શાપ દીધો કે જાઓ, પૃથ્વીપર જઈને પડો. એથી જીવો ત્યાંથી નીચે પડયા. બ્રહ્મા એક ઠેકાણે યજ્ઞ કરતા હતા ત્યાં આવીને પડયા. તે પડતાંજ બ્રહ્માનાં શરીરમાં પ્રવેશ કરી ગયા. કેટલીકવાર થઈ એટલે બ્રહ્માને કામ વ્યાપ્યો. તે કામથી વ્યાકુળ થઈને આઠમા લોકથી નીચે પડયા. કારણ જીવો બ્રહ્માનાં શરીરમાં પેઠા એટલે કામ ઉત્પન્ન થવોજ જોઈએ.) એમ થવાથી બ્રહ્માનું વીર્ય સ્ખલિત થયું. તે વીર્ય બ્રહ્માએ એક દડિયામાં રાખી મુક્યું. પછી બ્રાહ્મણો આવ્યા તેને બ્રહ્માએ પુછયું કે હું કામાતુર થયો તેથી વીર્ય, સ્ખલિત થઈ ગયું છે તેનું શું કરૂં? બ્રાહ્મણોએ કહ્યું કે આ અગ્નિના કુંડમાં નાખી દો. તે પ્રમાણે બ્રહ્માએ કર્યું, એટલે તેમાંથી તરત ૧૬૦૦૦ છોકરા ઉત્પન્ન થયા. તેમનું નામ અગ્નિકુમાર પાડયું. પછી તેઓને બ્રહ્માએ હુકમ દર્યો કે જાઓ. પ્રજા ઉત્પન્ન કરો. આ સાંભળી તેઓ ચાલ્યા. એટલે રસ્તામાં

નારદજી મળ્યા. નારદજીએ તેઓને પુછયું કે તમો કયાં જાઓ છો, આ લોકોએ બધી વાત કહી સંભળાવી, નારદજીએ જગતનાં દુઃખનું વર્ણન કરી કહ્યું કે નારાયણ સરોવર આગળ ગુફા છે, ત્યાં ઇજ તપ કરો તો તમારૂં કલ્યાણ થશે. બાકી જગતમાં કાંઇ વળશે નહીં. અહિંથી તેઓ તે ગુફામાં જઇ તપ કરવા લાગ્યા. ઘણાક કાળસુધી તપ કર્યું ત્યારે તેઓને બ્રહ્મલોકની પ્રાપ્તિ થઇ. એ વાતમાં તે લોકોને સંતોષ થયો નહીં, તેથી ફરી પાછા તપ કરવા ગયા. આ તપથી પ્રસન્ન થઇ ભગવાન્‌ને ત્હેમને દર્શન દીધાં અને કહ્યું કે ત્હમે વર માગો, હું પ્રસન્ન થયો છું.. આથી તેઓ તો ભગવાન ઉપર આશક થઇ ગયા અને કહ્યું કે મહારાજ અમે સ્ત્રીઓ થઇને હાલ તરત તમારી સાથે ક્રીડા કરવા માગિયે છૈયે. પણ ભગવાને કહ્યું કે તે હમણાં તો નહિ બને, પણ થોડા દહાડા પછી સારસ્વત કલ્પ આવશે, તેમાં અમે વ્રજમાં નંદરાયજીને ઘેર કૃષ્ણ નામથી અવતરશું ત્યારે ત્હમારો મનોરથ પૂર્ણ કરશું- તે પ્રમાણે તેઓ અવતર્યા અને આ લોકો પણ વ્રજના બે ભાગમાં સ્ત્રી રૂપે અવતર્યા. એક શ્રુતિરૂપા ને બીજી અગ્નિકુમારરૂપા તેના નવ પ્રકાર થયા. તેઓએ છ મહીના સુધી રાસરમણ કરીને પોતાનો મનોરથ પૂર્ણ કર્યો. હવે તે કૃષ્ણ પાછા ગોલોકમાં ગયા ને જેઓના સાથે કૃષ્ણે ક્રીડા કરી હતી તેઓ પણ ગોલોકમાં ગયા. તે પછી બાકી રહેલા કેટલાએક જીવોને શ્રીકૃષ્ણ તારી શકયા નહીં, તે સારૂ વલ્લભનો અવતાર થયો. તે આ પ્રમાણેઃ–

એક દહાડો ગોલોકમાં શ્રીઠાકોરજી તથા શ્રી સ્વામીનીજી રાસક્રીડા કરી નીરાંતે બેઠાં હતાં. તે વખતે શ્રીઠાકોરજીને બાકી રહેલા જીવોની યાદ આવી તેથી મુખ અત્યંત શુષ્ક થઇ ગયું. આ જોઇ શ્રીસ્વામીનીજી પૂછવા લાગ્યાં કે મહારાજ! આમ કેમ? ત્યારે શ્રીઠાકોરજીએ બાકી રહેલા જીવોની વાત કહી. એ વાત સાંભળતાં શ્રીસ્વામીનીજીને પણ અત્યંત વિરહ ઉત્પન્ન થયો. બન્નેના નેત્રમાંથી વિરહાગ્નિ નીકળ્યો. એ વિરહાગ્નિ બન્નેના અગ્નિ

સાથે મળી ગયો. મળી જતાંમાંજ તેનું એક પૂતળું થયું તે કેવળ અગ્નિમય થયું ! તે શ્રીઠાકુરજી તથા શ્રીયાજીની સામે હાથ જોડી ઉભું રહ્યું ને પૂછ્યું કે શી આજ્ઞા છે ? તેઓએ કહ્યું કે તમે પૃથ્વીપર જાઓ અને દૈવી જીવો જે બાકી રહ્યા છે તેઓનો ઉદ્ધાર કરી અહીં તેડી લાવો. ત્યાથી તે પૂતળું આવીને ચપારણ્યમાં પડયું. તેને લક્ષ્મણ ભટ્ટજીએ તથા ઇલ્લમાગારૂજીએ ઉપાડી લીધું અને આગળ જતાં તેણે માર્ગ સ્થાપન કીધો. પછી જીવોનો ઉદ્ધાર કરવા માંડયો. ત્યારે તે વખતે તો બાપડા ૧૦૦, ૧૫૦ જન્મ્યા હતા તેનો વલ્લભે ઉદ્ધાર કર્યો. પછી જેમ ખબર પડતી ગઇ તેમ અવતરતા ગયા, અને આ લોકો પણ પોતાનું સ્વરૂપ પોતાનાં છોકરાંઓમાં આવિર્ભાવ તીરોભાવ કરતા ગયા. એટલે વલ્લભાચાર્યે પોતાનું સ્વરૂપ પોતાના બે છોકરાઓમાં મુકયું, તેમાંથી મોટાને તો નાના ભાઇએ પાટ બેસાડી દીધો. બાકી એક રહ્યો તેણે પોતાનું સ્વરૂપ પોતાના સાત છોકરામાં મુકયું. પછી તેઓ એક બીજામાં મુકતા ગયા ને જીવો પણ દોડીદોડીને જેમ બને તેમ જલદી જન્મવા લાગ્યા.

આવી મૂર્ખાઇભરેલા વાતો વૈષ્ણવો ખરી માને છે અને તેઓને પ્રેમપૂર્વક સ્વર્સ્વ અર્પણ કરે છે. હવે એવી રીતનાં ભોળપણમાં ઠગાતી પ્રીય વૈષ્ણવભાઇઓને માટે કેટલાક અસંબન્ધ તેમજ અશાસ્ત્રીય હકીકત વિચાર કરવા જણાવીયે છીયે.

૧ અહિં આગળ આઠમો અને સ્વકપોલ કલ્પિત એવો ગોલોક કલ્પ્યો છે. જે મરણ પછી મોજ માણવાની લાલચવાળા જીવોને આપસ્વાર્થી માણસે ખોટી લાલચ દેખાડી હોય તેવું દાખવે છે.

૨. વળી પોતાનાં પુસ્તકોમાં લખે છે કે, ગોલોકમાં જે જીવ જાય, તે પાછો કોઇ કાળે પૃથ્વિપર પડે નહીં, ત્યારે આ જીવો પડયા તે કેમ, વારૂ ? હવે એમાં કયી વાત સાચી ને કયી ખોટી.

૩. વળી લખ્યું છે કે જે બ્રહ્માના લોકમાં પડયા. તે બ્રહ્માના વીર્યથી અગ્નિકુમાર થયા. તેને બ્રહ્માએ સૃષ્ટિ રચવા મોકલ્યા. તે નારદના કહેવાથી નારાયણ સરોવરમાં તપ કરવા ગયા, વળી તેમને બ્રહ્મલોકની પ્રાપ્તિ થઇ. ત્યારે બ્રહ્મા આ પૃથ્વિપર હતા ને બ્રહ્મ લોક બીજા છે ? વળી બ્રહ્માએ વીર્યને શું કરવું ? એવી મુર્ખાઇની વાત બ્રાહ્મણોને પુછી; તો શું બ્રહ્મામાં અક્કલ નહોતી ?

વળી તે છોકરાઓને પણ મૂર્ખ બનાવ્યા છે કેમકે તેઓએ બ્રહ્માની વાત ન માની ને નારદની માની. એમ કહેવાની મતલબ એ કે આગળ પંથ ચલાવવામાં બીજાનાં છોકરાંને બાપથી ઉલટો ચલાવવાનો બોધ કરવો.

૪. ઉપરોક્ત જીવો આઠમા આસમાનથી પડયા ત્યાંથી તે પૃથ્વિ સુધી વૈકુંઠ, બ્રહ્મલોક, જનલોક, તપલોક, સત્યલોક, ભૂર્લોક ને ગોલોક એ પ્રમાણે સાત છે તેને મુકીને પૃથ્વી સુધી કેમ જીવો આવી પહોંચ્યા હશે ?

૫. એક જગ્યાએ લખ્યું છે કે અગ્નિકુમારોએ રામની સ્તુતિ કરી ને આમાં તો બીજા અવતારની સ્તુતિ કરી લખી છે. ત્યારે હવે વાત કયી હશે ? પુસ્તકમાં તો બધી ખરી, પણ બનવામાં તો બેઉ ખોટી જાણવી.

૬. વળી એ લોકો શું વર માંગશે તે ભગવાન જાણી ન શક્યા એમ દેખાડયું છે. તેમાં નવાઇ જેવું એ છે કે એક વખત જે કામ કરવાને ભગવાન અશક્ત હતા, તે કામ બીજી વખત કરવાને શક્તિવાન થયા ! એમાં અંતર્યામિપણું ને સર્વ શક્તિમાનપણું બન્ને ઉડાવી દીધાં છે. તો અંતર્યામિ નહિ અને અશક્તિમાન એવો પરમેશ્વર કોયો હશે ?

૭. દરેક દ્વાપર યુગમાં કૃષ્ણાવતાર થાય છે. ગોલોકના જીવોનો ઉદ્ધાર તો સારસ્વત કલ્પવાળા કૃષ્ણે કર્યો એમ લખ્યું છે ત્યારે બીજા

કલ્પના કૃષ્ણના અવતારો શા સારૂ છે? તે તે કૃષ્ણો તે તે જીવોનો ઉદ્ધાર કરવા અશકત હતા કે શું? વળી આટલા દિવસ તે અશકત હતા માટે શ્રી વલ્લભજીમહાપ્રભુજી મહારાજનો અવતાર થયો! તે શ્રી કૃષ્ણ ભગવાનથી પણ વિશેષ શકિતવાન થયા કે? વળી સારસ્વત કલ્પને* વરાહથી ૧૪૪૦૦૦૦૦૦૦૦૦ (એક ખર્વ અને ચુમાલિસ અબજ) વરસો થયાં તથા તે પછી પદ્મકલ્પ ગયો, ત્યારે ગોલોકીઓ કેટલો અંધારીઓ ઠરાવ્યો છે. અરેરે! આ કેવી અસંભવિત વાતો છે, તે છતાં વૈષ્ણવ લોકોને કાંઇ શંકા પણ થતી નથી.

૮. શ્રી વલ્લભજી મહાપ્રભુજી આઠમા આસમાનથી અગ્નિનું પૂતળું થઇને પડયા, તે ભાંગીને ભુકોએ ન થયા અને અગ્નિ માર્ગમાં હાલની શોધ પ્રમાણે નષ્ટ ન થયા એ આશ્ચર્ય છે. વળી વચમાંના સાત લોક, તારા, ગ્રહ, નક્ષત્ર વગેરેમાં જરા પણ ભરાયા નહીં એ કેવી અજાયબી કેહેવાય? **મહમદ પેગમબર** સાહેબને સાતમા આસમાનપર લઇ જનાર ગેબ્રિયલ દૂત રખે વલ્લભને પૃથ્વિ ઉપર મુકી ગયા હોય નહિ! વળી વલ્લભમહાપ્રભુજીના પિતા લક્ષ્મણ ભટ્ટજી દાવો કરે છે જે એ છોકરો મારો છે તો તે વાત શું ખોટી? મળપુરૂષાદિમાં લખેલું છે કે લક્ષ્મણનોજ છોકરો જીવતો થઇને રમતો હતો તે વાત કેમ બને?

૯. વળી એ પુષ્ટીમાર્ગવાળાના ઠાકોરજી (ભગવાન) કેવા જે સ્વઇચ્છાએ કરી, સ્વઉદ્ધાર કરીજ શકે નહીં, તે સારૂ પૂતળાંને નાખવું પડયું તે પુતળું તો નાંખ્યું પણ દૈવી જીવોને જન્માવી તેહેમનો તે સમયે ઉદ્ધાર કરી ન શકાયો તે બિચારા હજી જન્મ્યા કરે છે. એ કેવળ પોતાનો સ્વાર્થ સાધવા માટે ખોટી તથા અયોગ્ય

* કલ્પ એટલે બ્રહ્માનો દિવસ તથા રાત્ર. હવે બ્રહ્માના દિવસમાં એક હજાર ચોકડી યુગ જાય તેમ રાત્રમાં પણ તેટલોજ વખત જાય. ચોકડી યુગ એટલે સત્યુગ, ત્રેતા, દવાપર તથા કલિયુગ; તેમાં સત્યયુગનું આયુષ્ય ૧૭૨૮૦૦૦ વર્ષનું ત્રેતાનું ૧૨૯૬૦૦૦ નું, દ્વાપરનું ૮૬૪૦૦૦ તથા કલિયુગનાં ૪૩૨૦૦૦ મળી સર્વ યુગોનું આયુષ્ય ૪૩૨૦૦૦૦ વર્ષ થાય છે.

યુક્તિ છે અને તે પોતાની અયોગ્ય યુક્તિને સારૂ‌જ ઇશ્વરને અસમર્થ ઠરાવ્યો છે.

એ પ્રમાણે સાફ નિર્મૂલ અને બુદ્ધિ વિરૂદ્ધ વાતો વૈષ્ણવો માને છે. વળી માનીને ઉપર લખેલી શંકાઓ કાઢી નથી શકતા તો રહ્યું, પણ દરેક ઠેકાણે જુદા જુદા સિદ્ધાંતો લખ્યા છે, તે વિશે પણ કાંઇ શંકા કરતા નથી એ કેટલું અજાયબીભરેલું છે?

હવે બીજે ઠેકાણે ગુસાંઇજીની નિજ વાર્તામાં લખે છે કે આ પૃથ્વીની નીચે સાત પાતાળ છે અને ઉપર ૭ લોક છે. તેથી ઉંચુ વૈકુંઠ અને સૌથી ઉંચો ગોલોક છે. ત્યાં રત્નમય અને કોટી સૂર્યના જેટલા તેજોમય મહેલ છે તથા ગઢ કિલ્લા,નદી અને પર્વત છે. ત્યાંના રાજા શ્રી કૃષ્ણ છે. ત્યાં પ્રીયાજી રાધાજી અથવા સ્વામિનીજી છે; તથા ચંદ્રાવળી વગેરે ત્રણ કરોડ રાણીઓ છે, તે રાણીઓને રેહેવા સારૂ જુદા જુદા કુંજ (બગીચા) છે. ત્યાં વિવિધ પ્રકારનાં વૃક્ષો, ગાયો, મોર, પોપટ વગેરે પક્ષીઓ પણ છે. એક સમયે શ્રીકૃષ્ણજીને પ્રીયાજીએ બોલાવવા સારૂ પોતાની સખી લલિતાજીને મોકલી લલિતાજી કૃષ્ણને લઇને સ્વામિનીજીના બગીચા તરફ જતી હતી: એટલામાં ચંદ્રાવળી સામી મળી. તેણે વિચાર્યું કે કાંઇ કપટ કરીને શ્રીકૃષ્ણને મારા બગીચામાં લઇ જાઉં એમ વિચારીને બોલી કે આ માર્ગે પ્રીયાજીના બાપ વૃષભાનજીને જતાં દીઠા છે, માટે અ; બીજે રસ્તે થઇને જાઓ તો ઠીક. પછી શ્રીકૃષ્ણજીને એવાં કામમાં કાંઇ વૃષભાનજીની બ્હીક હશે તેથી ચંદ્રાવળીએ કહેલે રસ્તે ચાલ્યા. તે રસ્તે ચંદ્રાવળીના બગીચા આગળ ચંદ્રાવળીની સખી ચંદ્રાનના ઉભી હતી, તેણે જાણ્યું કે ચંદ્રાવળી તદબીર કરીને શ્રીકૃષ્ણને લાવી તો ખરી, પણ લલિતા સાથે તે જાય તો ઠીક. એવું વિચારીને બોલી કે આ માર્ગે ચંદ્રભાનુ જતા હતા. હવે ચંદ્રભાનુ લલિતાનો કાંઇ સગો થતો હતો તેથી લલિતા તેનાથી ડરીને જતી રહી. પછી ચંદ્રાવળી શ્રીકૃષ્ણને પોતાના કુંજમાં લઇ ગઇ. અને શ્રીકૃષ્ણે ચંદ્રાવળીનાં તનનો તાપ નસાડયો પછી લલિતાજીએ એ વાત જઇને પ્રિયાજીને કહી. એમાંથી પ્રિયાજી અને ચંદ્રાવળીજી વચ્ચે લડાઇ થઇ તેમાં પ્રીયાજીએ ચંદ્રાવળીજીને

શાપ દીધો કે તારા કુંજ સહિત તું પૃથ્વીપર જન્મ ધર. તેમ લલિતાજીએ સ્વામીનીજીને શાપ દીધો કે તારા કુંજ સુદ્ધાં તું પણ પૃથ્વિપર પડ. પછી શ્રીકૃષ્ણે એ ટંટાનું સમાધાન કરીને કહ્યું કે તમે બન્ને જણીઓ પૃથ્વી ઉપર તમારા કુંજ સુદ્ધાં અવતાર ધરો અને હું બે રૂપે જન્મ ધરીશ અને તમારો ઉદ્ધાર કરીશ. પછી પ્રિયાજીનો કુંજ ચંપારણ્યમાંજ જન્મ્યો અને ચંદ્રાવળીનો ચરણાદ્રિમાં જન્મ્યો. તેઓનો ઉદ્ધાર કરવા સારૂ શ્રીકૃષ્ણજીએ બે રૂપ ધર્યાં. એક રૂપે ચંપાચરણ્યમાં વલ્લભાચાર્યનો અવતાર થયો બીજે રૂપે ચરણાદ્રિમાં વિઠ્ઠલનાથજીનો અવતાર થયો. વળી લખ્યું છે કે ચંપારણ્યમાં જ્યારે વલ્લભાચાર્યજી જન્મ્યા, ત્યારે એ વનમાં ઝાડ સઘળાં સુકાઇ ગયાં તથા ગાયો, વાછરડા અને પક્ષીઓ વગેરે મરી ગયાં કારણ કે એ સઘળા ગોલોકમાંથી આવીને અવતર્યાં હતાં. માટે વલ્લભાચાર્યે તેમનો ઉદ્ધાર કર્યો. તેમજ વીઠ્ઠલનાથ જીએ ચરણાદ્રીમાં ઝાડો તથા જનાવરોનો ઉદ્ધાર કર્યો. એ બંને જણીઓની દાસીઓ (ત્રણ કરોડ) પૃથ્વી પર થોડે થોડે વરસને અંતરે જન્મી. તેમાં કેટલીએક તો પુરૂષરૂપે જન્મી ને કેટલીએક સ્ત્રીરૂપે જન્મી; અદ્યાપિ પણ બે રૂપે જન્મે છે. તેનો ઉદ્ધાર શ્રીકૃષ્ણજી અવતાર ધરીને કરે છે. માટે ત્યાંથી આવેલા જીવ હશે તેટલાજ અમારા પંથમાં આવે છે. વળી અગાઉ ચોર્યાંશી તથા બસેં બાવન વૈષ્ણવો આચાર્યજી અને ગુસાંઇજીના થયા, તેઓ કઇ કઇ સખીના અવતાર છે તે પણ લખ્યું છે તેમાંથી થોડા નમુના સારૂ અહીં લખવું યોગ્ય વીચાર્યું છે.

| વૈષ્ણવના નામ. | કઈ સખીનો અવતાર. |
|---|---|
| ૧ દામોદરદાસ હરસાની | લલિતાજી. |
| ૨ કૃષ્ણદાસ મેઘત્ત | વિશાખાજી. |
| ૩ દામોદરદાસ સંભલવાર | ચિંતામણીજી. |
| ૪ પદ્મનાભદાસજી | ચંપકલતાજી. |
| ૫ પદ્મનાભની પુત્રી તુલસ્યા | મણીકુંડલજી. |
| ૬ પદ્મનાભના દીકરાની વહુ પારવતી. | રૂપવિલાસિનીજી. |

| | |
|---|---|
| ૭ પદ્મનાભનો દીકરો રઘુનાથ | ગુણઅભિરામાજી. |
| ૮ રજોબાઇ ક્ષત્રિયાણી | રતિકલાજી. |
| ૯ કાશીના શેઠ પુરૂષોત્તમદાસજી | ઇન્દુલેખાજી. |
| ૧૦ પરશોતમદાસ શેઠની છોકરી રૂકમણી | મોદીની. |
| ૧૧ ,, શેઠનો છોકરો ગોપાળદાસ | ગાયન કલા. |
| ૧૨ સારસ્વત બ્રાહ્મણ રામદાસ | પ્રેમ મંજરી. |
| ૧૩ ગદાધર કપીલ સારસ્વત | કળકંઠી. |
| ૧૪ વેણીદાસ ક્ષત્રી ( ખત્રી ) | નંદરાયજીનો બેલ. |
| ૧૫ તેનો ભાઇ માધવદાસ | રત્નપ્રભા. |
| ૧૬ હરીવંશ પાઠક | ગલીઉતાલીકા. |
| ૧૭ ગોવીંદદાસ | નંદરાયજીનો પાડો. |
| ૧૮ અંબા ખતરીઆણી | રોહીણીજી. |
| ૧૯ ગજનધાવન ક્ષત્રી | તેનાં |
| ૨૦ નારાણદાસ બ્રહ્મચારી | મધુરેઇક્ષણાં. |
| ૨૧ ચતુરાધાંમા ક્ષત્રાણી | ભદ્રા. |
| ૨૨ જીઆદાસ (આંધળો ખત્રી.) | સામાવની. |
| ૨૩ દયકળુર ક્ષત્રી. | પ્રવીણા. |
| ૨૪ તેની સ્ત્રી શાવાશીળી. | રશાલી. |
| ૨૫ દીનકર શેઠ. | આતુરી. |
| ૨૬ તેનો ચાકર મુકુંદદાસ | સુવાનંદ. |
| ૨૭ પ્રભુદાસ ખત્રી. | મનમથ. |
| ૨૮ શીહાનંદ ભાટ. | કુળદેશી. |
| ૨૯ પરશોતમદાસ ખત્રી. | માધવી. |
| ૩૦ તેની સ્ત્રી. | માલતી. |
| ૩૧ ત્રીપુરદાસ કાયસ્થ. | હરણી પ્રશસ્ત. |
| ૩૨ પુરણમળ. | ચિત્રલેખા. |
| ૩૩ જાદવેંદ્રદાસ. | મહાનમસ્ત. |
| ૩૪ ગુશાંઇદાસ. | ગોવિંદકુંડનો પોપટ. |
| ૩૫ માધવ ભટ કાસ્મીરી. | રત્ના. |

| | | |
|---|---|---|
| ૩૬ | ગોપાળદાસ વાંશવાડાનાં. | રસ પ્રકાશ. [નામ બીમલા |
| ૩૭ | પદ્મ રાવળ. | દ્વારકાની સખી રૂકમણીજીની |
| ૩૮ | પુરૂશોતમ જોશી. | ગુણમુડા. |
| ૩૯ | તેની સ્ત્રી. | દુરવા. |
| ૪૦ | જગનાથ જોશી. | સોરભી. |
| ૪૧ | તેની મા. | જ્યાસિધા. |
| ૪૨ | નરહર જોશી. | ગંધરેખા. |
| ૪૩ | રાણા વ્યાસ (ગોધરાનાં.) | નાગરવેલ. |
| ૪૪ | ગોવીંદ બે. | દ્વારકાની સખી. |
| ૪૫ | રજાદુબે ને માધવદુબે. | લલીતાની સખીઓ. કુંજરી ને તે રસરસાલીકા. |
| ૪૬ | ઉત્તમશ્લોકદાસ. | શિલ્લા. |
| ૪૭ | ઇશ્વરદાસ દુબે. | મેના. |
| ૪૮ | વાસુદેવ છકડો. | લાલો મનસુખાનંદરાએજીનો સખો |
| ૪૯ | કૃષ્ણદાસ. | સુરસેની. |
| ૫૦ | જાદવદાસ ખવાસ. | તિલકની. |
| ૫૧ | જગતાનંદ બ્રાહ્મણ (થાનેશ્વરનાં) | માધુરી. |
| ૫૨ | આનંદદાસ. | નાગરી. |
| ૫૩ | વિશ્વંભરદાસ. | વલભા. |
| ૫૪ | અડેવની બ્રાહ્મણી. | શશીકલા. |
| ૫૫ | ક્ષત્રાણી એકબાઇ. | લીલા. |
| ૫૬ | ગુરજા. | નંદા. |
| ૫૭ | સંભરાઇ. | વૃંદા. |
| ૫૮ | કૃષ્ણદાસ ખવાસ. | વ્રજમંગળા. |
| ૫૯ | ભોલામિશ્ર. | સુમંદારા. |
| ૬૦ | રામદાસ. | કદ્રાયા. |
| ૬૧ | રામદાસ ચવાણ. | મધુ. |
| ૬૨ | રામાનંદ પંડીત. | માતમ. |
| ૬૩ | વિષ્ણુદાસ (છીપો.) | કમળા. |

| | |
|---|---|
| ૬૪ જીવણુદાસ કળુર તંત્રી. | ઇશ્વરી. |
| ૬૫ ભગવાનદાસ સારસ્વત. | વસુગંધ. |
| ૬૬ ભગવાનદાસ ભીતરીઓ. | સુંદરી. |
| ૬૭ અચ્યુતદાસ સનોડીઓ. | માધુરી. |
| ૬૮ અચ્યુતદાસ કડાનાં. | રસાત્મિકા. |
| ૬૯ અચ્યુતદાસ (ગૌડ બ્રાહ્મણ.) | મોહની. |
| ૭૦ નારણદાસ (અંબાલાનાં.) | વ્રજવિલાસિની. |
| ૭૧ નારાણદાસભાટ (મથુરાનાં.) | ગોકુળનો વાંદરો. |
| ૭૨ નારાણદાસ લુઆણો (ઠઠાનો.) | કેતકર. |
| ૭૩ શીહાનંદની ક્ષત્રાણી. | સુનંદા. |
| ૭૪ દામોદરદાસની મા, વીરબાઇ. | પુલીંદીજી (વનદેવી.) |
| ૭૫ નંદગામનાં સ્ત્રીપુરૂષ. | રંગા, દશા. |
| ૭૬ ખાતી સુથાર. | સુદામાનો સખો. |
| ૭૭ ક્ષત્રી. | મોહની. |
| ૭૮ પુરૂષોતમ કવિ. | નંદરાયનો ભાટ. |
| ૭૯ ઉમા શંકર. | શાંડેલ. |
| ૮૦ ગોપાળદાસ (નરોડાના) | સંગીતકળા. |
| ૮૧ જનાર્દનદાસ ખત્રી. | કૃષ્ણાવતી. |
| ૮૨ ગડુ સ્વામી. | વંદી. |
| ૮૩ કનૈયાલાલ ક્ષત્રી. | કમોદીની. |
| ૮૪ નરહરિદાસ વિપ્ર. | સુંગર. |
| ૮૫ નરહર સન્યાસી. | ગુલાબી. |
| ૮૬ શદુ પાંડે. | ચંદ્રભાનુ ગોપ. |
| ૮૭ તેનો ભાઇ માણેકચંદ. | મધુમંગળા. |
| ૮૮ સદુની વહુ ભવાની | રામદે } નંદરાયજીની નણદીઓ. |
| ૮૯ સદુની છોકરી નરો. | શમદે } |
| ૯૦ ગોપાળદાસ જટાધારી. | સુભદ્રા. |
| ૯૧ કૃષ્ણદાસ શાસ્ત્રી. | નંદા. |
| ૯૨ સંતદાસ ચોપડા. | ચંદ્રિકા. |

| | |
|---|---|
| ૯૩ સુંદર સખી. | માધવા. |
| ૯૪ માધવજી પટેલ. | સુઆ હરખા. |
| ૯૫ ગોકળદાસ (નરોડાનો)–બીજો. | જશવંત નંદરાયનો ખવાશ. |
| ૯૬ બાદરાયણદાસ. | શ્રુતિરૂપા. |
| ૯૭ તેની સ્ત્રી. | ગંગા. |
| ૯૮ સુરદાસ. | ચંપકલતા. |
| ૯૯ પરમાનંદદાસ. | ચંદ્રભાગા. |
| ૧૦૦ કુમનદાસ. | વિશાખાજી. |
| ૧૦૧ કૃષ્ણદાસ. | અમનુ ગોપ. |
| ૧૦૨ કૃષ્ણદાસ અધિકારી. | રીસભસખો, લલીતાજી સખી |

આમાં જોવાનું એ છે કે પુસ્તકમાં લખેલું છે કે ચંદ્રાવળીને સ્વામિનીજીની લડાઇમાં એક બીજાને શાપ આપ્યો. તે તેઓની સખીઓનેજ અહિં પડવાનું હતું પણ આમાં તો નંદરાયનો બળદ પણ પડેલો છે. તેમ નંદરાયનો પાડો પણ પડેલો છે. વળી ગોવિંદકુંડનો પોપટ પણ પડેલો છે. (ત્યાં વ્રજમાનું ગોવિંદકુંડ પણ છે.) સાથે દ્વારિકાના રૂક્મિણીજીની સખી બીમલા પણ છે. નંદરાયનો લાયો મનસુખો પણ છે, ગોકુલનો વાંદરો પણ છે, વનની દેવી પણ છે, સુદામાનો સખો પણ છે, નંદરાયનો ભાટ પણ છે, ચંદ્રભાનું ગોપ પણ છે. વળી બે તો નંદરાયની નણંદીઓ લખી છે. પુરૂષની નણંદીઓ પણ ગોલોકમાં થતી હશે! કોઇ સખીનો સાળો લખ્યો નથી તે પણ ત્યાં થવા જોઇએ! નંદરાયનો ખવાસ પણ છે, અમનુ ગોપ પણ છે. છેલ્લો કૃષ્ણદાસ અધિકારી તો ત્યો ભૂતની પેઠે બે રૂપે રાસભ સખાને રૂપે ને લલિતા સખીને રૂપે ભટકતો દેખાય છે. આ બધી અંડબંડ બકવાદ જેવી વાતો છે. અવતરવાનાં બ્હાનાંમાં લખ્યું છે કે એક પુરૂષની ઇચ્છા કરનારી બે સ્ત્રીઓની લડાઇ થઇ. તેથી તેઓની સખીઓ સુદ્ધાં પૃથ્વીપર આવી પડી ત્યારે નંદરાયના પાડા, બળદ, ભાટ, સખા, ખવાસ વગેરેને શું ઇચ્છા થઇ હશે કે જેથી બિચારા તેઓ પણ આવીને પડયા? વૈષ્ણવ ભાઇઓ, આ બધી કેવી વાતો છે તે જો બુદ્ધિપૂર્વક વિચારશો તો ખરેખર એક પળમાં વિચાર આવવો જોઇએ. પણ જો બુદ્ધિ ન હોય તો પછી

બોલવાનું કાંઇ રહ્યુંજ નથી. તો પણ અમારે બુદ્ધિમાન, ડાહ્યા, સમજુ, વીચારશીલ વૈષ્ણવોને કહેવું જોઇએ કે આવી વાતો જરૂર તમારે વિચારવા જેવી છે. આમાં કેવળ ઠગાઇ શિવાય બીજું શું હોઇ શકે તે તમારે જરૂર તપાસવું જોઇએ. કારણ अंध अंध के आसरे એવી વૃત્તિ જો રાખવામાં આવે તો સત્ય પ્રાપ્તિના ઉચ્ચ ગિરીશૃંગ પર કદી પણ પ્હોંચાતું નથી.

એ પ્રમાણે ચોર્યાંશી તથા બસે બાવનના અવતાર લખ્યા છે.

હવે આ વાત અકકલથી ઉલટી હસવા સરખી, કેવળ સ્વકપોલ કલ્પિત અને સાફ જુઠી તથા ઉપર કહેલા એઓની પોતાનીજ વાતથી અત્યંત વિરૂદ્ધ એવી સ્પષ્ટ જણાય છે. તે છતાં બેઉ સાચી માની બેઠા છે. વળી આ ત્રીજી કલ્પના જુવોઃ—

૩. આખ્યાનમાં વળી જુદુંજ લખે છે કે જેને બધા ટીકાકાર મહારાજો ગુસાંઇજીની પોતાની વાણી ગણે છે, તે આ પ્રમાણેઃ—

## આખ્યાન પેહેલાંમાંથી કેટલાંક ચરણો.

વંદુ શ્રીવિઠ્ઠલ સુંદર વર, નવ ઘન સ્યામ તમાલજી;
જગતી તલ ઉદ્ધાર કરવા, પ્રગટયા શ્રી પરમ દયાળજી. ૧

વ્યાપકરૂપ અદ્વૈત બ્રહ્મ જે, તેજોમય કહેવાયજી;
આરજ પંથ અધિકારી મુનિજન, તે માંહે લય થાયજી. ૪

અંક્ષર આદ્ય અખંડ અનુપમ, ઉપમા કહિ નવ જાયજી;
અસ્તુ અસ્તુ સહુકો મળી બોલે, નિગમ નેતિ નેતિ ગાયજી. ૫

નિરગુણનો નીરદેશ અટપટો, રસના શી પેરે કહિયેજી;
રૂપ, વરણ, વપુ દષ્ટ પદારથ, ત્યાં એકો નવ લહિયેજી. ૬

તેહથકી પુરૂષોત્તમ અળગા, લીલા અચલ વિહારજી;
બ્રહ્મજ્ઞાનીને મુકતમારગી, સ્વપ્ને નહીં વેહેવારજી. ૭

તે પ્રભુને મન ઇચ્છા ઉપની, જશ થાવા વિસ્તારજી;
અધિકારી પાખે એ વાણી, નહિ કોને ઉચ્ચારજી. ૧૫

ભ્રૂભંગેથી સૃષ્ટિ ઉપની, અતિ સુંદર બ્રહ્માંડજી;
ચૌદ લોક નાના વિચિત્ર, ભૂમંડલ નવખંડજી. ૧૬

શ્રી પુરૂષોત્તમે વળી વિચાર્યું, હવે પ્રકાર શો કરીએજી;
મારી સેવા અનેક કથારસ, નીરૂપવા તનુ ધરીએજી. ૨૨
ભક્ત જીવના ભાગ વિસ્તર્યાં, કૃપા કરી હરિ સારજી;
તેણે હેતે આપો પેં પ્રગટયા, શ્રી વલ્લભરાજકુમારજી. ૨૩
પૂર્ણ બ્રહ્મ શ્રી લક્ષ્મણ સુત પુરૂષોત્તમ શ્રી વિઠ્ઠલનાથજી;
શ્રી ગોકુલમાં પ્રગટ પધાર્યા, સ્વજન કીધા સનાથજી. ૨૪

એની મતલબ એ કે પરમેશ્વરને પોતાની સેવા તથા કથાનો પ્રચાર વધારવા સારૂ વ્યાપક એવા પૂર્ણ બ્રહ્મ જે ભગવાન હતા, તેણે શ્રી વલ્લભજીનો અવતાર ધર્યો, ને તે થકી જે "પુરૂષોત્તમ અળગા" તેણે વિઠ્ઠલનાથજીનો અવતાર ધર્યો ને ભક્તજીવોના ભાગ મોટા થયા. ઉપર કહેલા બેથી આ ત્રીજી વાત સાફ જુદી અને જુદાં કારણવાળી છે. ત્યારે આ ત્રણમાંથી કયી માનવી ? આ ચોથી પણ જરા જાણવા યોગ્ય છે:—

૪ કૃષ્ણદાસ અધિકારીની વારતામાં લખે છે કે કૃષ્ણદાસ અધિકારી લલિતા સખીનો અવતાર હતો અને શ્રી ગુસાંઇજી શ્રી સ્વામીનિજીનો અવતાર હતા. હવે અસલ ગોલોકમાં કોઇ વખત લલિતાને તથા સ્વામીનિજીને બોલાચાલી થઇ હશે, તેથી સ્વામીનિજીએ લલિતાને શ્રીકૃષ્ણનાં દર્શન બંધ કર્યાં. પછી આ લોકમાં જ્યારે બેઉ જન્મ્યાં ત્યારે લલિતાએ પોતાના લોકમાંનું વેર વાળવા સારૂ શ્રો ગુસાંઇજી (સ્વામીનીજી) ને ૭ મહીના શ્રી નાથજીનાં દર્શન બંધ કર્યાં. આ ત્રણ કલ્પનાઓથી ચોથી જુદી. આ પાંચમી કલ્પના જુઓ:—

૫ પોતે જાણે પુરાણમાં પણ પ્રસિદ્ધ હોયની તેમ ભોળા વૈષ્ણવોને દેખાડવા અગ્નિપુરાણ અને બ્રહ્માંડ પુરાણનું નામ આપીને એક એક અધ્યાય સ્વકપોલકલ્પિત બનાવ્યો છે. તેમાં વળી આમ લખે છે:—

**અગ્નિપુરાણનું નામ જેને આપ્યું છે તે અધ્યાયના થોડા શ્લોક:—**

**शृणु शौनक सिद्धांतं। पुरुषोत्तम संज्ञकः॥**
**द्विजो भक्तोद्धरेश्चैव। अग्निर्बिंदुः पुराभूत्॥ १॥**

× × × ×

स्नेहमार्गी शते वर्षे । ज्ञानीभवति सर्वथा ॥
पुनरेवं तथोत्पत्ति । र्भविष्यति कलौयुगे ॥ १९ ॥
तदाहं द्विजरूपेण । अवतीर्यच भूतले ॥
स्नेहमार्ग प्रवृत्यर्थे । हितायच कुलेतव ॥ २० ॥
घोरे कलियुगे प्राप्ते । प्रकटस्तु स्वयंवने ॥
अग्निरूप द्विजाचारो । भविष्यतिह वल्लभः ॥ २१ ॥
वल्लभोह्यग्निरूपःस्या । द्विट्ठलः पुरुषोत्तमः ॥
पुष्टिमार्गप्रवक्ताच । मायावाद निषेधकः ॥ २२ ॥

× × × ×

एक एष सदाख्यातः । शरणं पुरुषोत्तमः ॥
द्वात्रिंशत्वास्यलक्षाणि । युगानि तस्य संततिः ॥ ४९ ॥

હે શૌનક એક સિદ્ધાંત કહું છું તે સાંભળો. પૂર્વે પુરૂષોત્તમ નામનો આમ્રાબંદુ એ રીતે પ્રસિદ્ધ બ્રાહ્મણ હરિનો ભકત હતો ॥ ૧ ॥ વળી તે સો વર્ષ સુધી સ્નેહમાર્ગમાં (અર્થાત્) ભક્તિમાર્ગમાં રહી પાછા કલિયુગમાં તેની ઉત્પત્તિ થશે. ॥ ૨૮ ॥ ત્યારે બ્રાહ્મણના રૂપથી પૃથ્વીને વિષે જગતના હિત સારૂ અને સ્નેહમાર્ગની જ્યારે ઘોર કલિયુગ પ્રાપ્ત થશે ત્યારે પોતાની મેળે વનમા પ્રકટ થઇ, તારા કુળમાં અગ્નિરૂપ દ્વિજના આચારયુકત વલ્લભ એવા નામે થશે. ॥ ૨૦ ॥ ૨૧ વલ્લભ અગ્નિરૂપ છે અને વિઠ્ઠલ તે પુરૂષોતમ રૂપ છે કે જે વલ્લભ પુષ્ટિમાર્ગનું કથન કરનાર અને જેમણે માયાવાદનો નિષેધ કર્યો ॥ ૨૨ ॥ વળી તે પુરૂષોત્તમ શરણે રાખનાર, હમેશા એક રૂપજ છે તેમજ તેની ચોસઠ લાખ સંતતિ છે.

## જેને બ્રહ્માંડપુરાણનું નામ આપેલું છે તે અધ્યાયના કેટલાક શ્લોક.

## ॥ ब्रह्मोवाच ॥

त्वया परम कल्याण । देवदेव जगत्पते ॥
युगेतवावतारांणां । कारणानि मम प्रभो ॥ १ ॥
कथितानि सविस्तारं । चरितानि च सर्वशः ॥
कलौकस्त्यवतारास्ते । कथ्यतां विमलाशयाः ॥ २ ॥
श्रोतुमिच्छामि तत्राहं । कारणानिच सर्वशः ॥
चरितानि तु सर्वश । भूत भावन पूर्वज ॥ ३ ॥

બ્રહ્મા કહે છે પરમ કલ્યાણકારી દેવના દેવ જગતના પતિ હે પ્રભુ! યુગને વિષે તમારા અવતારના કારણો તેમજ સર્વ ચરિત્રો વિસ્તારથી મને તમે કહ્યાં. પ્રાણિમાત્રનું પાલન કરનાર સર્વના પૂર્વજ હે દેવ સર્વજ્ઞ! હવે કલિયુગને વિષે વિમલ આશય વાળા તમારા કેટલા અવતારો છે તથા તેમના સર્વ કારણ અને ચરિત્રોને હું સાંભળવા ઇચ્છું છું તે કહો.

## ॥ श्री भगवानुवाच ॥

साधुपृष्टं महाप्राज्ञ । श्रूयतां कथयामिते ॥
चत्वारोह्यवताराम्मे । भविष्यंति कलावपि ॥ ४ ॥
कृष्णो, बुद्धो, विठ्ठलेशः । कल्कि म्लेच्छनिकृंतनः ॥
पूर्णः कृष्णो बुधश्चांश । परमानंद विठ्ठलः ॥ ५ ॥
तस्मिन्नवहि कालेतु । परमानंदरूप धृक् ॥
अहमेव भविष्यामि । पूर्णानंद कलानिधिः ॥ १५ ॥
शृणु वत्स प्रवक्ष्यामि । गुह्याद्गुह्यतरं मम ॥
घोरे कलियुगे प्राप्ते । सर्व धर्म विवर्जिते ॥ १६ ॥
पापपूज्यतरेऽपुण्ये । म्लेच्छ धर्मरतेजने ॥
तदाहं वल्लभग्रहे । द्विजाचाररते ऽमले ॥ १७ ॥
× × × ×
विठ्ठलेशेति विख्यातं । गमिष्येजगतीतले ॥
यदाह्यहंचैकरूपो । बहुरूपधरो ऽसकृत् ॥ २२ ॥
द्वात्रिंशत् नव लक्षाणि । जीवानां गणमुत्तमं ॥
उद्धारिष्याम्यहं तत्र । ब्रह्मरूपधरः प्रभुः ॥ २३ ॥

શ્રીભગવાન્ કહે છે—હે મોટી બુદ્ધિવાળા બ્રહ્મા! તમે બહુ સારૂ પુછ્યું હવે હું તમને કહું છું તે સાંભળો. કલિયુગને વિષે પણ મારા કૃષ્ણ, બુદ્ધ, વિઠ્ઠલેશ, અને મ્લેચ્છનો નાશ કરનારા કલ્કિ એ રીતે ચાર અવતારો થશે તેમાં કૃષ્ણ મારો પૂર્ણાવતાર બુદ્ધ અંશાવતાર, અને વિઠ્ઠલેશ એ પરમ આનંદરૂપ અવતાર છે, અને કલ્કિ અંશાવતાર છે: વળી તેજ વખતે પરમ આનંદમય રૂપને ધારણ કરનાર હું પૂર્ણ એવા આનંદના ચંદ્રરૂપ થઇશ.

હે પુત્ર શુભથી શુભ એવો મારો સિદ્ધાંત કહું તે સાંભળ. સર્વ ધર્મરહિત, પાપી લોકોએ વખાણવા યોગ્ય, અને જે યુગમાં સર્વ મનુષ્યો મ્લેચ્છ ધર્મને વિષે પ્રીતિવાળા છે એવો અતિ અપવિત્ર ઘોર કલિયુગ પ્રાપ્ત થશે ત્યારે હું પૃથ્વીને વિષે દ્વિજના આચારમાં પ્રીતિવાળા અતિ નિર્મળ એવા વલ્લભના ઘરને વિષે વિઠ્ઠલેશ એવા વિખ્યાત નામને પ્રાપ્ત થઇશ. હમેશા ઘણાં રૂપને ધારણ કરનાર હું જ્યારે એક રૂપને ધરનાર બ્રહ્મરૂપ ધારી અર્થાત્ બ્રાહ્મણના રૂપને ધારણ કરી પ્રભુ થઇ ખરેખર તેજ અવતારમાં બત્રીશ લાખ જીવના ઉત્તમ ગણનો ઉદ્ધાર કરીશ.

હવે આ વાંચી જોતાં તો એમાં વલ્લભ વિઠ્ઠલનો અવતાર વિષ્ણુનો ઠરાવ્યો છે, કારણ કે એ લોકોએ તો અક્ષર બ્રહ્મથી પણ જે ઉપર અળગો પુરૂષોત્તમ છે, તે ભગવાન માનેલા છે, ને આતો વૈકુંઠવાસી વિષ્ણુ કે જેણે બીજા અવતારો ધર્યા છે તેનું નામ કલ્પ્યું છે. વિશેષ કારણ બતાવ્યું કે ઘોર કલિયુગ આવશે ને બધા ધર્મો નાશ પામશે ત્યારે હું અવતરીશ. જીવોને છુટવાનું બીજું કાંઇ કારણ દેખાતું નથી. વળી કહ્યું કે તે વખતે સાઠ લાખ માણસોનો ઉદ્ધાર કરીશું ને નિજવારતામાં તો ત્રણ કરોડ લખે છે. ત્યારે વૈષ્ણવ ભાઇઓ તમારે સાચું તે કયું માનવું ? કે એ લોકો ગમે તેમ બકવાદ કરે તે પણ સાચું ?

૬ વળી વલ્લભાચાર્ય પોતે કૃષ્ણાશ્રયમાં કહે છે:—

## श्लोक:

म्लेच्छाक्रांतेषु देशेषु । पापैक निलयेषुच ॥
सत्पीडा व्यग्र लोकेषु । कृष्णएवगतिर्मम ॥ १ ॥
गंगादितीर्थवर्येषु । दुष्टैरेवावृतेष्विह ॥
तिरोहिताधिदेवेषु । कृष्णएव गतिर्मम ॥ ३ ॥

**અર્થ**—મ્લેચ્છોએ દેશો ઘેરીને પાપના ઠામો જેવા કરી મુકયા અને સત્પુરૂષો પીડાય છે. આવા વખમાં હે કૃષ્ણ ! મારી સહાય કરો. ગંગા આદિ તીર્થો મ્લેચ્છોએ વીંટી લીધાં તેથી તીર્થોના

અગ્નિપતિ દેવતા અંતર્ધાન થઇ ગયા. એવા વખતમાં હે કૃષ્ણ! મારી સહાયતા કરો. વળી સિદ્ધાંત રહસ્યમાં લખે છે કે,

श्रावणस्यामले पक्षे । एकादश्यां महानिशि ॥
साक्षात् भगवताप्रोक्तं । तदक्षरश उच्यते ॥

એક સમે ચિંતા ચિત આઇ, દૈવી કઇ બીધ જાની જાઇ; આસુરસે સબ મિલિત સદાઇ, ભિન્ન હોય સો કોન ઉપાય ॥ ૭૬ ॥ ભિન્નકોં જબાં ચિત્ત ધાર્યો. તબ પ્રભુ પધારે તીહી સમે ॥ મધુર રૂપ આનંગ મોહીતા કહલ સુધ કીનેં હમેં ॥ કરો અબતેં બ્રહ્મકો, સંબંધ દૈવી સૃષ્ટિકો પંચ દોષ ન રહે તાકો નિવેદન કરો વૃષિસોં। ("મૂળ પુરૂષ"માં લખ્યા પ્રમાણે).

અર્થાત્—એક સમે વલ્લભને અતિ ચિંતા ઉત્પન્ન થઇ કે આગળ હું કેમ કામ ચલાવું? ત્યારે શ્રાવણ સુદ એકાદશીને દહાડે સાક્ષાત્ ભગવાને આવીને દર્શન દીધાં અને રસ્તો બતાવ્યો કે તું જીવોને કાનમાં બ્રહ્મ સંબંધનો મંત્ર આપ એટલે થયું. હવે જુઓ વૈષ્ણવ ભાઇઓ! આ વળી પાંચેથી જુદોજ ગપાટો. આમાં શ્રીવલ્લભજીને માત્ર સાધારણ જીવોની માફક ચિંતાતુર અને સ્તુતિ કરનારા લખ્યા છે. ત્યારે એ વાતોનો શું વિચાર કરશો? વારૂ એને કાનમાં મંત્ર સંભળાવવાનું વિચાર કરતાં તો ન સૂઝયું તે ભગવાને આવીને કહ્યું, પણ પેલા ભવિષ્યના અધ્યાયમાં લખ્યું છે કે "कर्णेच दक्षिणेनूनं कथायित्वा प्रजायते अहमेवनम·तो· न्यः शरणागतवत्सलः ॥ ४१ ॥ એટલે જમણા કાનમાં મારો શરણ મંત્ર દેશે તેથી જીવોનો ઉદ્ધાર થશે. તે અધ્યાય પણ શું વલ્લભાચાર્યે જાણ્યો નહોતો કે હવે એવી કેવળ જુઠી જણાતી વાતોને ખરી માની બેઠા છે.

૭ વલ્લભાચાર્યજીએ નિબંધ શાસ્ત્રાર્થ ગ્રંથમાં કહ્યું છે કે "वेदा श्री कृष्ण वाक्यानि" વગેરે અમારે પ્રમાણ છે. ઉપર લખેલી વાતો વેદોમાં પણ નથી. તેમ એના કેહેવા પ્રમાણે, વ્યાસ સૂત્રમાં પણ નથી, તેમ વળી ભાગવતમાં પણ નથી. એ રીતે તો વૈષ્ણવભાઇઓ! તમારૂં માનવાનું બધું ફોકટ થઇ જાય છે તેનું કેમ?

૮ વલ્લભાચાર્યે દામોદરદાસ હરસાનીને કહ્યું કે "દમલા યહ મારગ તો સ્ત્રી શુદ્રાદિકનકો ઉદ્ધાર કરીને કે લીયે પ્રગટ કીયો હૈ." તેનું કારણ બતાવ્યું છે કે વેદાદિકમાં સ્ત્રી શુદ્રોનો ઉદ્ધાર નથી તે સારૂ કર્યો છે, પણ એમ નથી. આગળ કહયું છે કે "જીવ છુટા પડયા તે સારૂ કર્યો છે." ત્યારે તેમાં ખરૂં કયું ?

૯ વળી વલ્લભાચાર્યે પોતાના સંસ્કૃત ગ્રંથોમાં સિદ્ધાંત જુદોજ લખ્યો છે. "શુદ્ધાદ્વૈત" કરીને પુસ્તક છે તેમાં એમ કહે છે જે આ જગત્ બધું કૃષ્ણના અંગમાંથી ઉત્પન્નં થયું છે, તેથી પુરૂષો બધા કૃષ્ણરૂપ છે ને સ્ત્રીઓ બધી સ્વામિનીરૂપ છે, પણ તેઓ જ્યારે શુદ્ધ થાય એટલે અમારી પાસેથી બ્રહ્મસંબંધ લે ત્યારે કૃષ્ણરૂપ થઇ જાય.

પણ એમના માર્ગના બોધ લીધેલા તો બહુ જણાય છે તેમાં એક પણ શ્રીકૃષ્ણરૂપ નથી. એટલુંજ નહીં પણ કોઇ મહારાજને પણ શ્રીકૃષ્ણ જેવા દીઠા નથી. બાકી રાસધારીઓ નાટકમાં શ્રી કૃષ્ણનો વેશ લે છે, તેમાં જોવામાં આવે છે ખરા. આ નવમાં ખરો સિદ્ધાંત કયો ?

આ પરસ્પર વિરોધી પ્રમાણે વાતો બેસુમાર છે, તેના ફક્ત નમુના ઉપર આપ્યા છે. છતાં વલ્લભાચાર્ય, વિઠ્ઠલાચાર્ય અને અગાઉ થઇ ગયલા સઘળા મહારાજોને ભોળા વૈષ્ણવો ગોલોકવાસી પરમેશ્વરનું રૂપ જાણે છે; પણ અફસોસ! જો તેઓ ગ્રંથો તપાસે તો ખબર પડે કે તેઓમાંના કેટલાએકને પ્રસાદ ખાવાની લાલચ, કેટલાએકને સ્ત્રીઓના સાથે સ્પર્શ અને રાસાદિ લીલા કરવાની લાલચ કેટલાએકને રાગ અને કેફાદિકની લાલચ, તેમ કેટલાએકને સુગંધની તથા નવીન વસ્તુના દર્શનની લાલચ હોય છે. તેથી તેઓ કાંઇ ગ્રંથો તપાસવાની તજવીજ કરતા નથી. તેમ તેઓનો મોટો ભાગ અભણ છે તેથી સારાસાર વસ્તુની પરીક્ષા કરવાની શક્તિ તેઓમાં હોતી નથી. તેથી ઘણીવાર એમ બને છે કે, જો કોઇ એ બાબત તપાસ કરી તેઓને તેમાંથી પ્રાપ્ત થયેલા અમૃતસમ ફલો ખવડાવવાની તજવીજ કરે છે તો તેને પોતાના દુરાગ્રહથી વિષ

વસ સમજી ઉલટું તેવાઓને નિંદે છે અને પોતે "गतानुगतिको न लोको पारमार्थिकः" તેમ લોકોની દેખાદેખી માત્ર કરે છે પણ તેમાં પારમાર્થિક શું છે તે સમજતા નથી.

એમ છતાં કેટલાએક ડાહ્યા, હુશીઆર, સમજુ, શાણા, અને કેટલીક રીતે ઘણા ચંચલ હોવા છતાં આવા ઠગાઇ ભરેલા મતલબી માર્ગને જાણી શકતા નથી. એટલુંજ નહિ પણ પુષ્કળ પૈસો આપી સેવકબને છે એ કેટલું બધું આશ્ચર્ય ?

એ પ્રમાણે નિર્મૂળ અને કપોળકલ્પિત પોતાની ઉત્પત્તિનાં કારણો બતાવીને ભોળા વૈષ્ણવને દૃઢ વિશ્વાસ બેસાડેલો છે. તે પ્રમાણે તેઓ માનીને પોતે સામીલ થઇ ગોલોકનાં સુખની લાલચે પોતાના પુત્રો અને મિત્રોને સામીલ કરવા તજવીજ કરે છે ને ઘણાએક સામીલ પણ થાય છે. પછી વૈષ્ણવોને કેમ પોતાના સેવક કરે છે તે આગળ લખિયે છીએ.

---

## પ્રકરણ ૬ ઠું.

### સાંપ્રદાયિક સંસ્કારની અશાસ્ત્રીયતા.

હિંદુસ્થાનના ધર્મવાદો અને સર્વ સંપ્રદાયોનું નિરીક્ષણ કરીશું તો જણાશે કે તેમાં ઘણાખરા હિંદુ ધર્મીઓ, વેદ, વેદાંગ, દર્શન શાસ્ત્રો ઇત્યાદિ ગ્રંથોને સ્વીકૃત ગણવા સંબન્ધી એકમત છે. તેઓ વેદને સ્વતઃ પ્રમાણ સ્વીકારી મૂલાધાર માને છે. જીવનનો હેતુ ધર્મ, અર્થ, કામદ્વારા મોક્ષ પ્રાપ્તિનો હોય છે. અને તત્સંબન્ધમાં જ્ઞાન, કર્મ અને ઉપાસના કે ભક્તિના વિધાનો નિર્દેશવામાં આવેલા છે. પ્રત્યેક સંપ્રદાય કે ધર્મની શાખામાં જે ભિન્નતા જોવામાં આવે છે તે તત્ત્વજ્ઞાન વિષયક તેમજ જીવ ઇશ્વરના સ્વરૂપના સંબન્ધને અનુલક્ષનારી હોય છે. જોકે વ્યવહારમાં તો પોતાના સિદ્ધાંતોની

અજ્ઞાનતાને લીધે આયે ભૂલાઇ ગયલું છે અને પાછલા કાળના આચાર્યોએ તો આ તત્ત્વજ્ઞાન તેમજ યોગ સરખા ચિંતનીય વિચારો અને ધર્માંગોને ગૌણ કરી નાંખી તેમજ પરમાત્માની ઉપાસનાના શુદ્ધ જ્ઞાનમય ચેતન સ્વરૂપનું વિસ્મરણ કરી, ભકિતને એટલી બધી પ્રાધાન્યતા અર્પી કે જ્ઞાન, અને કર્મ માર્ગની ભાવનાઓ લુપ્ત થતી ગઇ. આના ઐતિહાસિક નિરીક્ષણ સાથે આપણે આથી વધુ સંબન્ધ વિષયાન્તરતાના ભયને લીધે નથી. એટલું તો ખરૂં કે આ ભકિત તે શુદ્ધ જ્ઞાનમયી પ્રેમભાવના ન્હોતી પણ એક અંધ આવેશમયી હતી. અને અજ્ઞાનમાંથી ત્હેની ઉત્પત્તિ હોવાથી ઘણા અનર્થો થયા છે. પ્રાચીન આર્ય શાસ્ત્રોમાં સંસારમાં જીવન શુદ્ધિ અર્થે સોળ સંસ્કારની ઉપયોગીતા જણાવેલી છે. તેનો હેતુ આ લોકમાં સુખપ્રાપ્તિ અને પરલોકમાં મોક્ષપ્રાપ્તિ એ મુખ્ય કરી છે. આજે જો કે આ સર્વ સંસ્કારો મોટે ભાગે પ્રચરિત જોવામાં નથી આવતા અને લગ્નનો સંસ્કાર કે એવું કંઇ જે જોવામાં આવે તેમાંયે વર્તમાન કાલમાં શુદ્ધ શાસ્ત્રીયતા તો નથીજ જળવાતી, છતાં એ સોળ સંસ્કારોનું વિધાન જોવામાં આવે છે અને તે સંબન્ધમાં કોઇપણ ધર્મના અનુયાયિ કે આચાર્ય આ સંસ્કારોની શાસ્ત્રીયતા સંબન્ધી એકમત છે. છતાં તેને ઠેકાણે આ સંપ્રદાયમાં તો કેવળ નવીનજ પ્રકારના સંસ્કારનો ઓપ ચઢાવવામાં આવે છે, જે કેવળ અશાસ્ત્રીય છે. એ ક્રિયા જાણવાનું જાણવાજોગ થઇ પડશે. પ્રથમ બાળકનો જન્મ થયા પછી થોડે મહિને મહારાજ પાસેથી નામ લેવડાવે છે. પછી મહારાજ નામ આપી તે બાળકના કાનમાં "श्रीकृष्णः शरणं मम" એ નામ સંભળાવે છે અને કંઠી બાંધવા આપે છે. તે વખતે મહારાજ સન્મુખ અમુક ભેટ ધરવામાં આવે છે. પછી બાળક જો છોકરો હોય તો તે ત્રણ ચાર પાંચ અથવા આઠ દશ વર્ષનો થાય ત્યારે બ્રહ્મસંબન્ધ (સમર્પણ) ની મંત્ર દિક્ષા આપે છે. છોકરો જો ઉપવાસ કરી શકે એમ હોય તો તે કરવા દે છે ને નહીંતર એમજ ચલાવી લેવાય છે. મ્હારાજ તેને ખાનગી સ્થળમાં લઇ જાય છે અને હાથમાં તુળસીનું પાંદડું આપી પોતે બોલે તેમ બોલવા કહે છે. બિચારૂં

નિરક્ષર બાળક જે ઉચ્ચારણ પણ ભાગ્યેજ કરી જાણતું હોય છે તેની આગળ નીચે પ્રમાણેના મંત્રો બોલવામાં આવે છે.

**एकमेवाऽद्वितीयंब्रह्म ॥ श्रीकृष्णः शरणंमम ओं सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानंततिरोभावोहं तद्वियोगजनितत्योरं यथानाम भगवते श्री कृष्णाय श्री गोपीजनवल्लभाय देहेंद्रियप्राणांतःकरणाद्विविमौपुरुषौदासौ संपूज्यौसखायौ कामपूर्वक अरुक्षा धर्मकामास्तु नित्यधर्मांश्चदारा गारपुत्राप्ते वित्तेहंपराण्यात्मनासह समर्पयामिदासोहं कृष्णतवास्मि ॥ १ ॥**

અર્થાત બ્રહ્મ એક અદ્વિતીય છે શ્રી કૃષ્ણને હું શરણ છું. હજારો વર્ષ વ્યતીત થયાં છતાં શ્રી કૃષ્ણથી મ્હારો વિયોગ રહયો છે. તે વીયોગ પડવાને લીધે ઉપજેલા વારંવાર જન્મ મરણાદિકના તાપ અને દુઃખથી મ્હારો નાશ થયો છે. તે સારૂ મ્હારાં દેહ, સર્વ ઇંદ્રીયો, મન, પ્રાણ, અંતઃકરણપુર્વક હું દાસ થાઉં છું. મ્હારી સંસારમાંની સર્વ વસ્તુઓ ધન, પુત્ર, દારા ઘરબાર, સર્વ શ્રી કૃષ્ણને અર્પણ કરૂં છું હે કૃષ્ણ! હું ત્હારો દાસ છું."

પણ આ મંત્રનો ઉપદેશ કરે તે દિવસે જે ક્રિયા કરે તે ખરેખરી વિચીત્ર છે. તે માણસને મહારાજ પોતાનું જુઠણ (એઠું) ખવડાવે છે, અને એવો સમય હોય કે બેચાર કલાક જુઠણ ને થવાને વાર હોય તો તરત ત્હેને પોતાના મ્હોંમાના પાન સોપારી અથવા એલચી ચાવીને તે પ્રસાદ તરીકે આરોગાવે છે. ઘણાક ભકતો પણ "જે ચુંઇ, જે ચુંઇ," કરી ભિક્ષા માંગી પોતાની તૃષ્ણા સંતોષે છે. કદાચ આનું કારણ એમ પણ હોય કે પોતે અસલ ન્યાતબહાર થયલા હોવાથી જે સેવક થાય ત્હેને પણ વટલાવાય.

ગુરૂ શિષ્ય વચ્ચે આવો રસવિહાર શુદ્ધ ભકિત પોષક નથી પણ નીતિશૈથિલ્ય કરનાર તેમજ અશાસ્ત્રીય અને વૈદક વિરૂદ્ધ છે.

આ પ્રમાણે શુકવત્ મંત્ર ભણાવી રજા આપી દે છે. બ્રહ્મ સંબન્ધનો આ વિધિ થયાથી સર્વ પાપો બળી ભસ્મ થઇ જાય છે અને સર્વ દોષોનું નિવારણ થઇ જાય છે. આવી અંધશ્રદ્ધા હોવાથી અન્ય ધર્મજ્ઞાનની અપેક્ષા રાખતા નથી. "સિદ્ધાંત રહસ્ય" વચનામૃત અને ભાવનાદિકના ઘણા ગ્રંથોમાં કહ્યું છે કે

આ રીતે સમર્પણ કર્યાંથી નવધા ભક્તિ સિદ્ધ થાય છે. ભકિત શું, જ્ઞાન શું, એનું રહસ્ય શું, ભક્ત ક્યારે બની શકાય છે વિગેરે સંબન્ધમાં કાંઇપણ અર્થભર્યું વિવેચન જોવામાં આવતું નથી. પુરાણોમાં કેટલેક ઠેકાણે ભકિતના વર્ણન આવે છે પણ તેમાં તો કેટલાંયે વર્ષો સુધી કષ્ટો અને તપ સહ્યાં પછી ભકિત સિદ્ધ થયલી જણાવવામાં આવેલી છે. જેવી રીતે અર્જુનને સખા ભકિત, હનુમાનને દાસ્યભકિત, પરિક્ષીતને શ્રવણભકિત અને બલિરાજાને આત્મનિવેદન ભકિત સિદ્ધ થઇ હતી વિગેરે.

ગીતામાં ब्रह्मार्पणं. ઇત્યાદિ શ્લોકમાં અર્પણ ભાવની આ ભાવના ઉપદેશાયલી જોવામાં આવે છે પણ અર્પણ અને સમર્પણની તે ભાવનાનું અહીંતો કેવળ વિસ્મરણ થયલું છે. આ ભકિત તે શુદ્ધ જ્ઞાનમયી, ચેતનમયી દિવ્ય ભાવના નહિ પણ આવેશમયી, અજ્ઞાનમયી, પ્રેમ નહીં પણ પ્રેમના આભાસરૂપ, છલરૂપ, કોઇ વખત જડ અને કોઇ વખત તો પાશવતાની પૂજક એવી એક પ્રકારની રોગી પ્રવૃત્તિ હોય છે. શુકવત્ શબ્દોચ્ચારણ માત્રથી બ્રહ્મનો સંબન્ધ થતો હોય, સમર્પણ થઇ જતું હોય, ને સ્વર્ગ પ્રાપ્તિ થઇ જતી હોય તો વેદ, ઉપનિષદ્, ષડદર્શન ઇત્યાદિ સર્વ શાસ્ત્રોની બિચારાની શી દશા થશે ? આટલા મંત્રોચ્ચારણ ને બ્રહ્મસંબન્ધના વિધિમાત્રથી સર્વ પાપો ને દોષોનું નિવારણ થઇ જતું હોય તો શ્રૂતિ સ્મૃતિ, વિગેરે બિચારી રડશે. ત્હેને કોણ સંભારશે ? પ્રાયશ્ચિત વિધાનના પ્રકરણો બધાં અર્થહીન થઇ પડશે આટલા નજીવી રકમની ભેટથી પ્રભુપ્રાપ્તિ થતી હોય, સ્વર્ગપ્રાપ્તિ આટલી સહેલી, સોંઘી હોય તો શાસ્ત્રોપદેશિત પુરૂષાર્થોની આવસ્યકતાયે ક્યાં રહી ? અમે આ પર વધુ વિવેચન ન કરતાં સુજ્ઞ વાચકોને વિચાર કરવા જણાવી એટલુંજ કહીએ છીએ કે આ પ્રભુપ્રાપ્તિ નિરંતરની ઉધારજ રહેતી હશે. ને જમેજ ન થતી હોય.

## તિલકની 'ઉત્પત્તિનો ઇતિહાસ.

સંસ્કારો સંબંધી એક વાત ધ્યાનમાં રાખવાની છે. કેટલાક સંસ્કારો આત્મ સંબન્ધી છે તેમજ કેટલાક સંસ્કારો શરીર

સંબન્ધી છે. આ સર્વ સંસ્કારોનો હેતુ દુઃખ મુક્ત બની સુખ કે શ્રેય પ્રાપ્તિનો છે એટલે સર્વ સૌ સૌને સ્થાને યોગ્ય છે છતાં એકંદરે વિચાર કરતાં આત્મ સંબન્ધી સંસ્કારની કંઇક વિશેષતા ગણી શકાશે. કારણ સુખ દુઃખાદિ વૃત્તિનો સંબન્ધ અંતઃકરણ સાથે હોવાથી એટલે અંશે એ વિશેષ છે. યજ્ઞોપવિત વેદારંભ કરવાના કાલ માટે ઉપયોગી ગણાય છે. અને એક શારિરીક સંસ્કાર તરીકે માનવામાં આવે છે. પણ જેમ કોઇપણ સ્થળે 'બ્રહ્મ સંબન્ધ'ના વિધિનું વર્ણન નથી એ ઉપર આપણે જોઇ ગયા તેમજ કંઠી કે તિલક સંબન્ધી પણ કેથે ઉલ્લેખ નથી. આ રીતે પુષ્ટિમાર્ગે વેદોકત કર્મ છોડાવી ત્હેનું વિસ્મરણ કરાવ્યું છે. ત્હેને ઠેકાણે એ લોકો સામાન્ય કુદરતી ક્રમમાંથી નિવૃત્ત થઇ સ્નાન કરીને ઉર્ધ્વપુંડ તિલક કરે છે. કેટલાક દેખાદેખી કરે છે, કેટલાક શોભા ખાતર કરે છે, કેટલાક ધર્મ સ્હમજી કરે છે, કેટલાક એમ સમજે છે કે ભગવદ્ મંદિરને આપણે કપાળ ઉપર ધારણ કરીએ છીએ ને ત્હેમાં શ્રી ઠાકુરજી વિરાજે છે. કેટલાક માત્ર કપાળ ઉપર, તો કેટલાક વળી બાંયો તેમજ ભુજા ઉપર પણ કરે છે. કેટલાક પુરાણમાં કહેલા બાર સ્થાન ઉપર તિલક કરે છે. જોકે તિલકનો વિધિ પુરાણમાં છે એમ ભાગ્યેજ તેઓ સ્હમજતા હશે. પુરાણમાં કહ્યું છે કે,

* ललाटे केशवं विंद्यात् । नारायण मथोदरे ॥
माधवं हृदयेन्यस्य । गोविंदं कंठकूबरे ॥
विष्णुश्च दक्षिणे कूक्षौ । तद्बाहुर्मधुसूदनः ॥
त्रिविक्रमं कर्णमूले । वामकुक्षौतु वामनं ॥
श्रीधरंच सदा न्यस्य । वामबाहौनरःसदा ॥
पद्मनाभं पृष्टदेशे । ककुद् दामोदरस्तथा ॥
वासुदेवंस्मरेन्मूर्ध्नि । धारयेदूर्ध्वपुंड्रकं ॥

---

* **અર્થ**—લલાટને વિષે કેશવ ભગવાનને ધારણ કરૂં છું, નારાયણને પેટ ઉપર, હૃદયમાં માધવ, કંઠમાં ગોવિંદ, જમણી કુખ ઉપર વિષ્ણુ, જમણી બાંહ્ય ઉપર મધુસૂદન, ત્રિવિક્રમ નામના ભગવાનને કાનોનાં મુળમાં ધારણ કરૂં છું, ડાબી કુખ ઉપર વામન, શ્રીધરને ડાબી બાંહ્ય ઉપર, પદ્મનાભને પુઠ ઉપર ચોટલીની નીચે કાંધ ઉપર દામોદરને, તથા વાસુદેવ ભગવાનને મસ્તક ઉપર ધારણ કરૂં છું.

હવે પુષ્ટિમાર્ગ એ વેદ અને પુરાણના માર્ગથી ભિન્ન છે તેમજ આ શ્લોક શરીરના અંગોને સંબન્ધ કરનારા વેદના પરમાત્માવાચક પ્રાર્થનાના શ્લોકથી કેવળ જુદા છે એટલે પુરાણમાં મૂકીને પાછળથી જુદા ભાવ લગાડેલા છે. ગોકુળનાથજી કૃત રસભાવમાં લખ્યું છે કે 'એક દિવસ શ્રી સ્વામિનીજી અને ઠાકોરજી આનન્દપૂર્વક વિરાજેલાં હતાં. સ્વામિનીજીએ શરીર ઉપર ચંદનાદિ લેપન કર્યું હતું તે જમીનપર નાંખ્યું. પછી ત્હેનો કાદવ કરીને ત્હેમાં પોતાનો ચરણ બોળ્યો. તે ચરણથી શ્રી ઠાકુરજીના કપાળમાં જોરથી લાત મારી, તેથી ઠાકુરજીના કપાળમાં ચરણનું ચિન્હ થઇ રહ્યું. આથી ઠાકોરજીએ કહ્યું આજથી ત્હમારા ચરણનું ચિન્હ મ્હારે ધારણ કરવું.' એટલે શ્રી ઠાકોરજી કપાળમાં તિલક કરે છે તે શ્રી સ્વામિનીજીના ચરણ ચિન્હનો ભાવ છે! તેથી વૈષ્ણવોએ પણ ધારણ કરવું એમ કહ્યું છે. વળી આમાંયે હડહડતા અનન્ય વૈષ્ણવો કહેવાય છે જે પોત પોતામાં રસમંડળીઓ જેવી અનીતિ કરે છે તેવા વૈષ્ણવો તિલકને શ્રી સ્વામિનીજીનાં ગુહ્ય સ્થળનો ભાવ કહે છે એમ ગૂઢ ભાવના ગુપ્ત ગ્રંથોમાં છે. આ વાત લખતાં અમને લજ્જા આવે છે પણ સત્યને વશ થઇને કર્તવ્ય કરવું પડે છે. નિંદા કરવાનો હેતુ લેશ પણ નથી.

અહીં આગળ આ તિલકની ઉત્પત્તિનો ઇતિહાસ પૂરો થાય છે તથાપિ થોડુંક લખવું અસ્થાને ન ગણાશે. જેવી રીતે યજ્ઞોપવિતનો સંસ્કાર વેદાધ્યયનના પ્રારંભ માટે આવશ્યક ગણાય છે તેવી રીતે આ સંપ્રદાયમાં નથી. આ પ્રમાણે અશાસ્ત્રીય નામકરણ સંસ્કાર પછી કંઠી બાંધ્યાથી તે વૈષ્ણવ ગણાતો થાય છે, અને સાંપ્રદાયોક્ત સંધ્યા કરે છે. તિલક કરી માળા ફેરવે છે. બહુ કરીને શ્રી આચાર્યજી મહાપ્રભુજી, કે ગુસાંઇજી, કે જીવણજી, ગોપકેશજી, ધીશજી, એવાં નામોની માળા ફેરવે છે, અથવા તો જહેની પાસે સમર્પણ લીધું હોય છે ત્હેના નામની માળા ફેરવે છે. વેદોક્ત મંત્રોચ્ચારને સટે યમુનાષ્ટકનો, મધુરાષ્ટકનો, ગોકુલાષ્ટકનો કે સ્વામિન્યષ્ટકના સ્તોત્રનો પાઠ કરે છે, પણ ઘણા ખરા સર્વોત્તમ સ્તોત્રનો પાઠ કરે છે, આમાં માત્ર શ્રી વલ્લભાચાર્યજીના

૧૦૮ નામ છે. આ પાઠ કર્યાનું અત્યંત પૂણ્ય ગણુવામાં આવ્યું છે. જે સેવકોમાં પરંપરાથી ઉપવિતનો ચાલ પડી ગયો છે હેને કોઇક વખત મહારાજ ઉપવિત પણુ આપે છે, અને કોઇ વખત તો મહારાજની વહુ અને છોકરી પણુ આપે છે. કચ્છ માંડવીમાં છોટાજી મહારાજની વિધવા સ્ત્રી ઘણાં કાળ સુધી તેમ કરતી હતી. માત્ર રૂપા નાણું કે સુનાની ભેટ લઇ જનોઇ ગળામાં નાંખી દે. વેદોક્ત યજ્ઞવિધિપૂર્ણ સંસ્કારને ઠેકાણે આ ધંધાની દુકાનદારી નહીંતર બીજું શું ? આ શિવાય સમર્પણુ મંત્રોની ક્રિયાને અંગે જેજે *દુરાચારો આ માર્ગમાં પ્રવર્તે છે તે એટલા તો અનિષ્ટ છે કે લખતાં પણુ કમ્પ થાય છે. ભોળા, અજ્ઞાન કે સ્વાર્થી સેવકો કલમે ન કહ્યું જાય એવાં પ્રકારનું મહારાજનું દૂતી કર્મ કરતાં પણુ અચકાતા નથી. આવી સત્ય વાત લખતાં અમને સંકોચ થાય છે, પણુ ધર્મને નામે કેટલો અધર્મ આ સંપ્રદાયમાં પ્રવર્તે છે હેનો કાંઇક ઇતિહાસ સભ્યતાને ભોગે પણુ સત્યતાને ખાતર આપવોજ પડે છે. પરિણામમાં ભકિતમાર્ગના આવા પ્રચારણુથી ભકતને સ્વર્ગગામી ઉર્ધ્વગતિને સ્થાને નર્ક કુંડની પ્રાપ્તિ થતી હશે.

## એ માર્ગમાં સ્ત્રીઓને અપાતો ઉપદેશ

## તથા

## તેઓ કેમ વર્તે છે તે વિષે.

ઉપરના પ્રકરણુમાં આપણે જે વિવેચન કરી ગયા તે બહુધા પુરૂષોના સંબંધમાં છે પણુ એ સંપ્રદાયમાં સ્ત્રીઓને જે ઉપદેશ આપવામાં આવે છે તેમાં અમૃતનું પાન કરાવવામાં આવે છે કે વિષનું દાન દેવામાં આવે છે તે હવે જોઇશું. ન્હાની બાળાઓને બાળવયમાં છોકરાઓની માફક નામ આપવામાં આવે છે.

---

* હાલનાં આ કાળમાં આ ઘટી જઈ લગભગ નષ્ટ થયું છે, પરંતુ ૫૦ વર્ષપર લેખકે લખ્યું ત્યારે હેને તેમ લખવાને મજબૂત કારણો હતાં. સંશોધક

કુમળાં મંત્રોપર મહારાજો તે ભગવાન છે એવા સંસ્કારો બાળવયમાંજ પડતા રહે છે. અને પછી સમર્પણની મંત્રદિક્ષા આપી શિષ્યા બનાવવામાં આવે છે. આ ક્રિયા પરણ્યા પછી તરતજ કરે છે. એ વિષે ગોકળનાથજીની ટીકામાં આ પ્રમાણે લખ્યું છેઃ

तस्मादादौ स्वोपभोगात्पूर्वमेव सर्व वस्तु पदेन भार्या पुत्रादिनामपि समर्पणं कर्तव्यं विवाहानंतरं स्वोपभोगे सर्व कार्ये सर्व कार्य निमित्तं तत्तत्कार्योपयोगिवस्तु समर्पणं कार्यं समर्पणं कृत्वा पश्चात्तानितानि कार्याणि कर्त्तव्यानीत्यर्थः ॥

અર્થ–તે કારણ માટે પોતે ભોગવ્યાની પહેલાં બધી વસ્તુ ગુરૂરૂપી ભગવાનને અર્પણ કરવી.

આ શ્લોકની ટીકામાં સ્પષ્ટ લખ્યું છે કે લગ્ન પછી પોતાના ઉપયોગમાં લીધા અગાઉ નવવધુને અર્પણ કરવી. અને મૂળના શ્લોકમાં દેહ અર્પણ કરવાનું કહેલું છે તેથી તે વખતે દેહ પણ અર્પણ કરે છે. અર્થાત મનુષ્યો તરફથી સ્ત્રીઓ અર્પણ થાય ને સ્ત્રીઓ પોતાની દેહ અર્પણ કરે. થઇ રહ્યું, બાકી શું રહ્યું? પાપની પરિસીમા.

હવે એમના પોતાના બ્રહ્મ સંબન્ધના મંત્રથી શિષ્યા બનાવવાની આ પદ્ધતિ કેટલી વિરૂદ્ધ છે તે જોશું. છોકરો ન્હાનો હોય તથા કૌમાર અવસ્થામાં હોય છે ત્યારે ત્હેને બ્રહ્મસંબન્ધ આપવામાં આવે છે તે વખતે "दारागारपुत्राप्तवित्तेहां" સ્ત્રી, પુત્ર, ઘર, ધન બધું અર્પણ કરવું એમ કહેવામાં આવે છે. હવે દરેક સ્ત્રી કોઇપણ પુરૂષને પરણે છે ત્યારે ત્હેના સ્વામિએ તો ત્હેને પ્રથમજ અર્પણ કરી મૂકેલી હોય છે. તો પ્રસાદી ઓ બીજી વાર અર્પણ થાય તો તે દોષ ગણાય છે. વળી એ મંત્રમાં જે 'दारागार' શબ્દ પ્રયોગ છે તે પુરૂષને લાગે છે. અર્થાત પુરૂષ પરણે છે ત્યારે એ દારાને અર્પણ કરે, પણ સ્ત્રીઓ કંઇ સ્ત્રીઓને પરણતી નથી જે દારાને અર્પણ કરે! તેમજ

શ્રી વલ્લભાચાર્યને પોતાના સંપ્રદાયમાં લખ્યા પ્રમાણે પરમેશ્વરે શ્રાવણ સુદ એકાદશીને દિવસે જે આજ્ઞા કરી ત્હેમાં સ્પષ્ટ કહ્યું છે કે પુરૂષોને સમર્પણ મંત્રનો ઉપદેશ કરવો. હવે આ પૂર્ણ પુરૂષોત્તમ અને ભગવાનરૂપ મહારાજો મૂખ્ય પહેલી અને મૂળ આજ્ઞાનું ઉલ્લંઘન કરી સ્ત્રીઓને બ્રહ્મ સંબન્ધ કરાવે એ કેટલા બધા દોષિત થવા જોઇએ? વળી એવું પણ માનવામાં આવે છે કે દરેક સેવકે એમ માનવું કે અમે વ્રજની ગોપીઓ છઇએ. પણ ઉપલા મંત્રમાંથી તેવો અર્થ નીકળતો નથી ને પુરૂષોનેજ સ્પષ્ટ રીતે ઉદ્દેશવામાં આવેલો છે.

## મરજાદ.

વૈષ્ણવોના રીતરિવાજ અને આચારવિચારમાં આ "મર્યાદ" ની પદ્ધતિ એક અતિ વિચિત્ર ને હાસ્યજનક આચાર છે. કેટલાક વખત ૫૦–૬૦ વર્ષની ઉમર થાય કે સ્ત્રી કે પુરૂષ મરજાદ લે છે તેમ કેટલીક વખત તો સ્ત્રીઓ યુવાવસ્થામાંજ મરજાદ લે છે. પુત્રી પોતાની માતાના હાથનું ખાય કે પત્ની પોતાના સ્વામિના હાથનું ખાય તો અભડાઇ જાય. આભડછેટનો આ પ્રકાર એક ધરમાં અનેક જાતિભેદ પાડે છે. કોઇપણ પ્રકારનો વિશેષ શુદ્ધ ધર્મ કે શાસ્ત્રીયતા એમના વર્તનમાં જોવામાં આવતી નથી. વાસ્તવિક રીતે મરજાદને ઠેકાણે સાફ અમરજાદ છે કારણકે પહેલાં તો તે પોતાની જાતિથી બહિષ્કૃત થાય છે. સર્વ પ્રકારનો વ્યવહાર મરજાદ લેનારનોજ બંધ થાય છે. આ મરજાદમાં પણ બીજા છ અવાંતર ભેદો છે. આ બધાનું વીવેચન કરવું જરૂરનું નથી પણ આના નિયમો કેટલાક તો વિચીત્ર અને અતિ હાસ્યજનક છે. સ્ત્રી પોતાના પતિ કે પુત્રનો સ્પર્શ કરે તોગે માથાબોળ સચૈલ સ્નાન કરવું પડે છે. અંતઃકરણની મલિનતા બ્હારના કપડાંલતાંના જેવીજ હોય છે. વૈરાગ્ય વિચાર કે જ્ઞાનનો ગંધ સરખો નથી હોતો છતાં માત્ર ન્યાત જાતમાં જમવા ખાવા જવું નહીં એટલુંજ નહી પણ કોઇ શુદ્ર હોય તો તે ઉંચા બ્રાહ્મણના હાથનું પણ ખાય નહીં એવું એમાં હોય છે.

## ચરણામૃત.

સ્ત્રીઓ સંધ્યાવંદનાદિ કર્મકાંડમાં મુખ્ય કરીને સ્નાનાદિ કરી ચરણામૃત લે છે. આ ચરણામૃત પુરૂષો પણ લે છે, ચરણામૃત એ એક પ્રકારની પીળી માટી થાય છે. શિયાળ ગામની આસ-પાસ કોઇક સ્થળેથી નીકળે છે. વૈષ્ણવો જાત્રા જાય ત્યારે એ માટી લઇ આવે છે. તેઓ એ માટી શૌચે જઇ આવ્યા પછી પણ ખાય છે. દિવસે કે રાત્રે કોઇપણ વખતે ખાવા બેસે ત્યારે પણ ખાય છે. તે ચરણામૃત લઇ સર્વોત્તમ વિગેરેનો પાઠ પણ કરે છે. પછી ગૌમુખી કે લુગડાંમાં ઘાલી માળા પણ ફેરવે છે. મરજાદી સ્ત્રી હોય તે સવારે ઉઠી મંદીરમાં દર્શન કરી મંગળા કરી પોતાના ઘરની બાળકૃષ્ણજીની મૂર્તિને શૃંગાર ધરે છે. રસોઇ તૈયાર થયા પછી ભોગ ધરાવી આરતી ઉતારી મંદિર બંધ કરે અને પછી જમવાની તજવીજ કરે છે. સાંજના ઉત્થાપન કરે છે. ને રાતના શયન ભોગ ધરીને પછી ઠાકોરજીને એક ન્હાની સરખી સુખ શૈયામાં સુવાડે છે. આને ઠાકોર સેવા કહેવામાં આવે છે;

ભજનમાં સ્ત્રીઓ ઘણી ખરી શ્રીકૃષ્ણની રાસલીલાનાં પદો, શૃંગારના પ્રેમ વધારવાના—મહારાજોપર પ્રીતિ થવાના તેમજ શ્રી વલ્લભાખ્યાન તથા મૂલ પુરૂષના કાવ્યો ગાય છે. વળી બીજાં કેટલાંએક ધોળ તથા વધાઇઓ જેમાં મહારાજોની સ્તુતિ પ્રાર્થના હોય છે ત્હેનો પાઠ કરે છે. કેટલાંક અનીતિ ભરેલાં નવરાશે શીખી લે છે ને મહારાજોની પધરામણીમાં બહુ ઉમળકાથી ગાય છે. દર્શન કરવા તો બે ચાર વાર ફૂરસદ મળે તેમ જાય છે. નહીં તો એકવારે ચલાવી લે છે. જો પોતા પાસે કાંઇક પૈસા હોય તો મહારાજોને ખાનગીમાં આરોગાવવા અથવા રાસક્રીડા કરાવવાનો મનોરથ કરી ભેટ મૂકી આવે છે.

આ સર્વ બાબતોનો જ્યારે વિચાર કરીએ ત્યારે જણાય છે કે સંસારને કેટલી અધમતાએ લાવનાર આ સંપ્રદાય છે. સ્ત્રી કે જેની ઉન્નતિપર સકલ સમાજનો આધાર રહેલો છે ત્હેની શી

દશા કરવામાં આવે છે. બિચારી કુમળી બાળાઓને બાળવયમાં-થીજ કેવું શિક્ષણુ આપવામાં આવે છે. એઓ જહેને પ્રમાણુ ગણે છે એવા શાસ્ત્રોમાં પણુ સ્પષ્ટ કહ્યું છે જે સ્ત્રીનો પતિ તેજ ગુરૂ છે. ભાગવતમાં શ્રી કૃષ્ણુ વિદુરજીને કહે છે કેઃ

भर्त्तादेवो गुरुभर्त्ता धर्मतीर्थ व्रतानिच ।
तस्मात्सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत् ।।

સ્ત્રીને દેવ પણુ પતિજ, ગુરૂ પણુ પતિજ જાણુવો. ધર્મ, તીર્થ, ને વ્રત પણુ પતિજ છે માટે સર્વનો ત્યાગ કરી સ્વામિસેવા એજ કરવી.

વળી ભાગવતમાં નારદજીએ કહ્યું છે કે–

तस्मात्पतिव्रता नार्यः श्रेयस्कामा. हमध्यये ।
यजंतेऽनन्यभावेनपतिमात्मानमीश्वरं ।।

તો આ ભક્તિ ભાવ જે પોતાના સ્વામિ પ્રત્યે રાખવાનો તેને ઠેકાણે ખુદ ધર્માચાર્યો પોતે આ વચનનું ઉલ્લંઘન કરે ને અનીતિની શાળા ચલાવે તેમજ સ્વામિયો પોતે આ અનીતિની શાળામાં આ પ્રકારના શિક્ષણુ માટે પત્નીઓ માટે બેદરકાર બને કે જાણ્યે અજાણ્યે આંખ આડા કાન કરે એ કેટલું બધું હિનપસ્તીભર્યું છે ?

વેદના દિવ્ય સ્તોત્રો ને મંત્ર ગાનના આલાપો કરનારી તેમજ ઉપનીષદના તત્વવિચારના રહસ્યની ચર્ચા કરનારી મૈત્રેયી અને ગાર્ગીની પવિત્ર ભૂમિ આર્યાવર્તમાં—સ્ત્રીઓને આ શિક્ષણુ—! અધમતાની આ અવદશા !......સદ્‌ભાગ્યે યુગ બદલાતો જાય છે.



## પ્રકરણ ૭ મું.

## સેવાના વિધિ અને પ્રકાર.

આપણે જાણીએ છીએ તેમ પ્રાચીન કાળની જે શાસ્ત્રોપદેશિત આશ્રમ વ્યવસ્થા હતી ત્હેમાંના વાનપ્રસ્થાશ્રમ તથા સંન્યાસના આશ્રમને એ સંપ્રદાયમાંથી તિલાંજલીજ અપાયલી છે. તેમજ જ્ઞાન, તત્ત્વજ્ઞાન, વેદાંત, યોગ વિગેરેના શાસ્ત્રજ્ઞાનની પણ આવશ્યકતા સ્વીકારાયલી નથી. બાળપણથી કેવું જ્ઞાન, ને કેવા સંસ્કાર આપવામાં આવે છે ત્હેનું વર્ણન આગલા પ્રકરણમાં કરી ગયા છે. વેદોક્ત યજ્ઞયાજ્ઞાદિની પણ આવશ્યકતા નથી. માત્ર ભકિતથી સ્વર્ગપ્રાપ્તિ સ્વીકારાયલી છે. ભકિત એટલે અમુક પ્રકારની મૂર્તિઓની સેવા. પ્રચરિત બ્રાહ્મણધર્મની મૂર્તિપૂજા નહીં, પણ અમુક મૂર્તિઓની સેવા. ભકિત અને આ મૂર્તિસેવા એ બન્ને પર્યાય ગણીએ તો ચાલે. એ મૂર્તિઓ વિવિધ પ્રકારની આવે છે, ઘણા મહિમાવાળી અને મોટામાં મોટી ત્હેને શ્રી ગોવર્ધનનાથજી કહેવામાં આવે છે. એ મૂર્તિ સામાન્ય મનુષ્યના અર્ધ ભાગ જેટલી છે અને સ્ત્રી સંયુકત નથી. ભૂકરા પત્થરની છે. જોકે આ મૂર્તિને મહારાજો કે વૈષ્ણવો પોતાના ઘરમાં રાખતા નથી પણ સૌથી વિશેષ મહત્વતાવાળી ગણાય છે. ત્હેને શ્રીજી બાવાને નામે ઓળખે છે

બીજી બળદેવજીના નામની તે ગોકુળ તરફ છે. ત્હેને વૈષ્ણવ ભાંગનો ભોગ ધરાવે છે. ભાગવતાદિ કેટલાક ગ્રંથો ઉપરથી લાગે છે કે શ્રી કૃષ્ણચંદ્રના ભાઇ બળદેવજી કેફી પીણાના શોખીન મદિરા સેવી હતા. માટે તેને પ્રસન્ન કરવા એ ભોગ ધરાવે છે.

૧ નવનીત પ્રિયાજીની પીત્તળની એક નાની મૂર્તિ છે, હાથમાં માખણના લોંદા સાથેજ ઘડેલી છે. તેની સાથે સ્ત્રી બેસાડતા નથી.

બીજી મૂર્તિનું મદનમોહન નામ છે, જોડે એક સ્ત્રીની મૂર્તિ ઉભી રાખે છે તેને 'સ્વામિનીજી' એવું નામ આપેલું હોય છે.

ત્રીજી દ્વારિકાનાથજીના નામની પત્થરની બનાવેલી એક મૂર્તિ છે, તેની જોડે સ્ત્રી ઉભી રાખવામાં આવેલી નથી.

ચોથી મથુરેશજીના નામની કાળા પત્થરની એક મૂર્ત્તિ છે.

પાંચમી વિઠ્ઠલનાથજી અથવા વિઠ્ઠલેશરાયજી એવા નામની પીત્તળની મૂર્તિ છે. વળી તેની જોડમાં એક સ્ત્રીની મૂર્તિ ઉભી કરેલી છે.

છઠ્ઠી ગોકુલેશજી અથવા ગોકુલનાથજીની પીત્તળની મૂર્તિ છે તે ચતુર્ભુજ માણસના ઉભા ઘાટની છે. તેની જોડે બે સ્ત્રીઓ ઉભી રાખેલી છે.

સાતમી ગોકુળચંદ્રમાજીની પત્થરની એક મૂર્તિ છે, તેને બે હાથ છે, તેની જોડે સ્ત્રી ઉભી રાખેલી છે.

એ મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા કે કોઇ મંત્રોથી સ્થાપન કરવામાં નથી આવતું, પણ કોઇ નવા મહારાજને જરૂર પડતાં તે જુના મહારાજને ત્યાંથી માંગી આણે છે. માત્ર સેવા કરી ધામધુમ ચાલુ કરવાથી મહત્વતા વધતી જાય છે. અન્ય મૂર્તિઓની પૂજા જેમ પૌરાણિક રૂઢિ પ્રમાણે કરવામાં આવે છે તેમ એ મૂર્તિની સેવા કરવામાં નથી આવતી પણ અન્ય પ્રકારે તેની સેવા કરવામાં આવે છે. અહીં અતિ ટુંકમાં સાદું વર્ણન આપવામાં આવે છે.

પ્રથમ ઠાકોરજી શયનમાં હોય છે ત્હેને ઘંટા વગાડી જગાડવામાં આવે છે. પછી જરાતરા કપડાં પહેરાવી એકઠા થયલા વૈષ્ણવોને દર્શન કરાવે છે, સિંહાસનપર બેસાડે છે. ત્હેની સન્મુખ મૃદંગ, ઝાંઝ, પખવાજ, તંબુરા ઇત્યાદિ વાંજીત્રો સહિત ત્હેના ગાન કીર્ત્તન કરી આરતી ઉતારે છે ત્હેને "મંગળા"ના દર્શન કહેવામાં આવે છે. પછી મૂર્તિને તેલ વિગેરે લગાડી કે આકાર કરી શૃંગાર યુક્ત વસ્ત્રથી સુશોભિત કરી દર્શન કરાવે છે. આને શૃંગારના દર્શન નામથી ઓળખવામાં આવે છે. આ પછી દ્વાર બંધ કરી કંઇ સામગ્રી ધરવામાં આવે છે ને દર્શન કરાવે છે ત્હેને ગ્વાલના દર્શન કહેવામાં આવે છે. આ પછી વિવિધ પકવાન, વાની, સુખડી

(દાળભાત) ધરાવે છે. ને અડધો પોણો કલાક રાખવામાં આવે છે. આ સંબંધમાં એમ સહમજાવવામાં આવ્યું છે કે શ્રી ઠાકોરજી જે આરોગી જાય તે લક્ષ્મીજી પાછા ધરી જાય છે. આ પછી માણસો અંદર જાય છે. પાણીએ વતી મૂર્તિનું મ્હોં ધોએ છે. એ પછી આરતી ઉતારવામાં આવે એને રાજભોગના દર્શન કહેવામાં આવે છે. આ પછી પોતપોતાને ઘેર જાય છે. આને અનોસર કહેવામાં આવે છે. આ પછી સાંજરે ઉત્થાપનના દર્શન કરાવવામાં આવે છે. ગાન થાય પણ એ વખતે આરતી નથી ઉતારાતી. આ પછી લીલો અગર સૂકો મેવો ધરાવી ભોગના દર્શન કરાવવામાં આવે છે. જે પછી સંધ્યાના દર્શન કરાવવામાં આવે છે. એ વખતે આરતી ઉતારવામાં આવે છે તેને સંધ્યા આરતીનાજ દર્શન કહેવામાં આવે છે. એ પછી બધો શૃંગાર ઉતારી ભોગ ધરાવે તેને વાળુ કહેવામાં આવે છે. પછી મુખ માર્જન કરી પાન સોપારી આરોગાવવામાં આવે. ત્યાં પછી મંદિર ખોલી શયનના દર્શન–"સૈનના" કરાવવામાં આવે છે. આરતી પાછી ઉતારવામાં આવે છે. પછી મૂર્તિને રાત્રિના વાઘા સજાવી પોઢાડવવામાં આવે છે. જો લાલજી હોય તો એકલા પોઢાડવામાં આવે; અને મદનમોહનજી હોય તો સાથે સ્ત્રીને પણ પોઢાડવામાં આવે છે. મૂર્તિમાં આવા ગૃહસ્થાશ્રમની કલ્પના કરી સહચારે પોઢાડવામાં આવે–વળીઆ મૂર્તિઓને લગ્નની ક્રિયા વગર સહચારે પોઢાડવામાં આવે છે—હજી સદ્‌ભાગ્ય કે વર્ષોના સહચાર છતાં સીમંત ઇત્યાદિ સંસ્કાર તેને આરોપવામાં નથી આવતા. આ પ્રમાણે આઠ વખત દર્શન કરાવવામાં આવે છે. વળી ઋતુ ઋતુના દર્શન જુદી જુદી રીતે કરાવવામાં આવે છે. શિયાળામાં જાડી ગોદડીના વસ્ત્રો ને સગડી–હોય છે ઉનાળામાં વળી ઝીણા વાઘા સજાવે છે. અત્તર, ગુલાબ, વિગેરે તેમ ફાગના રાગરંગના સુહાગી બાગ બગીચામાં ઉડતા ફૂવારા વિગેરે રાખવામાં આવે છે. ચોમાસામાં સાધારણ વસ્ત્રો વિગેરે અંગીકાર કરાવવામાં આવે છે.

આ પ્રમાણે આખો દિવસ એમાં કાળક્ષેપ કરે છે. પ્રભુનું સ્મરણ નિરંતર કરવું, પ્રભુની માનસિક પૂજા નિત્ય કરવી,

મન, વાણીની પ્રત્યેક ક્રિયાઓ પ્રભુમય કરવી, પ્રભુ સર્વ સ્થળે છે એવું ધ્યાનમાં રાખી હમેશાં પ્રત્યેક ક્રિયા પ્રભુ પ્રીત્યર્થ કરવી પણ તેનો અર્થ સર્વ ધર્મ, અર્થ, પુરૂષાર્થ અને જગદુપકારક જીવન ત્યજી, સંસારની સમષ્ટિ ભાવનાની વિસ્મૃતિ કરી માત્ર આ પ્રકારની સેવામાંજ દિવસ આખો વ્યતિત કરવો એ પ્રભુ ભક્તિ ભાગ્યેજ જીવ કે જીવનનું કલ્યાણ કરી સ્વર્ગ પ્રાપ્તિ કરાવતી હશે.

## ઉત્સવો.

જેવી રીતે સરકારમાં અમુક દિવસો તહેવારના ગણી રજા પાળવામાં આવે છે તેવી રીતે આ સંપ્રદાયમાં વર્ષના કેટલાક દિવસો ખાસ ઉત્સવના કરવામાં આવેલા છે અને તે દિવસો મુખ્ય કરી વિવિધ પ્રકારના ખાનપાન ને ધામધુમમાં કાઢવામાં આવે છે, આ ઉત્સવોના દિવસોની વધુ વિગતમાં ન ઉતરતા માત્ર ટુંકમાં સામાન્ય વર્ણન આપી ગણી જઇશું.

૧. જન્માષ્ટમીનો ઉત્સવ સર્વથી મોટો છે. શ્રાવણ વદ ૮ ને રાત્રિના બારેક વાગે શ્રી કૃષ્ણનો જન્મ કલ્પેલો છે, તેથી તે વખતે કૃષ્ણના જન્મની ક્રિયા મૂર્તિ સાથે કરે છે. ગિરિરાજની મૂર્તિને દૂધથી નવરાવે છે અને જન્મના દર્શન ખોલે છે. નાચે છે, કુદે છે અને "આજ નંદ રાયકો આનંદ ભયો" એ પદ બધા સાથે બોલી ગમત કરે છે. પછી મળસ્કે શ્રી ઠાકોરજીને પાલણામાં ઝુલાવે છે. વિગેરે.

૨ ભાદરવા શુદ ૮ ને દિવસે રાધાષ્ટમી આવે છે, તે દહાડે રાધાજીનો જન્મ થયો એવું કલ્પે છે. રાધાજી એટલે શ્રી કૃષ્ણનાં મોરીથી થયલાં સ્ત્રી. જન્માષ્ટમીથી આજ સુધી ઠાકોરજી પાલણામાં ઝુલે છે. કોઇ ઠેકાણે એમ પણ લખવામાં આવેલું છે કે કૃષ્ણ કરતાં રાધા સાડાઅગીઆર મહિને મોટી હતી. તે મોટી ન કહેવાય માટે તેણે બાર માસ સુધી આંખ ન્હોતી ઉઘાડી.

૩ ભાદરવા શુદ ૧૧ ને મોટી એકાદશી કહે છે, આ વખતે ગોપીઓ પાસે શ્રી કૃષ્ણે દાન લીધેલું હતું. તેથી તે લીલા કરે છે. તેનો

ઉત્સવ કરે છે, અને ગોપીઓ પાસે કેવી રીતે દાન લીધેલું તેના પદો ગાવામાં આવે છે.

૪ આસો સુદ ૧૦ ને રોજ વિજયાદશમી આવે છે. તે પૂરાણોક્ત છે. શ્રી રામચંદ્રે લંકા ઉપર ચઢાઇ કરી ત્હેનો ઉત્સવ પાળવામાં આવે છે. ઠાકોરજીની મૂર્તિને ઠોરનો ભોગ ધરવામાં આવે છે, અને રામના પદ ગાવામાં આવે છે.

૫ એ પછી શરદપૂર્ણિમા, એ દિવસે શ્રી કૃષ્ણ ગોપીઓ સાથે વ્રજમાં રાસ રમ્યા ત્હેનો ઉત્સવ માનવામાં આવે છે. દરેક મૂર્તિઓને મંદિરમાંથી બ્હાર કાઢી રાત્રે ચંદ્રિકામાં બેસાડવામાં આવે છે..સાથે ગોપીઓ નથી હોતી, પદો રાસક્રીડાના ગવાય છે. અને સામગ્રીમાં દૂધપાક કરવામાં આવે છે.

૬ આ પછી દિવાળીના દિવસો આવે છે. નિત્ય નવાં નવાં ભોજન ધરવામાં આવે છે.

૭ કાર્તિક શુદ ૧ ને દિવસે અન્નકૂટનો ઉત્સવ એટલા માટે કરવામાં આવે છે કે શ્રી કૃષ્ણે એમ કરેલું હતું. ગાયને ભેંસના છાણનો મોટો ઢગલો કરી ત્હેને એક સરખો કરી તેપર તરેહવાર વનસ્પતિના છોડવા ખોસે છે. ત્યાર પછી મૂર્તિને પાસે બેસાડી તેની પૂજા કરે છે, છાણના ગોવર્ધન પર્વતની પીત્તળના ભગવાન પૂજા કરે છે, અને પુષ્કળ સામગ્રી ધરાવવામાં આવે છે.

૮ અન્નકૂટને બીજે દહાડે ભાઇબીજ. શ્રી કૃષ્ણ પોતાની બેન સુભદ્રાને ઘેર જમવા ગયા હતા, તેથી બીજાઓએ પણ જવું એમ ઠરાવ્યું છે, એને યમદ્વિતીયા પણ કહેવામાં આવે છે. એ દહાડે યમરાજા યમુનાજીને ત્યાં જમવા ગયા હતા.

૯ કાર્તક સુદ ૮ ને ગોપાષ્ટમી કહેવામાં આવે છે. તે દહાડે શ્રી કૃષ્ણ ધામધુમથી ગામ બ્હાર ગાયોને લેવા ગયા હતા, તેથી બધાઓએ તે દિવસે તેમ કરવું એવું ઠરાવેલું છે. સારી રીતે સામગ્રી ધરાવવામાં આવે છે.

૧૦ કાર્તક સુદ ૧૧ દેવપ્રબોધિની અથવા દેવ દીવાળી કહેવાય છે. એ દહાડે વિષ્ણુ ભગવાન પાતાળમાંથી બ્હાર નીકળી વિષ્ણુ

લોકમાં આવે છે. એ દિવસે શ્રી કૃષ્ણુ સાથે તુળસીને પરણાવે છે. બિચારા મલ્હારરાવ ગાયકવાડે કબુતરના લગ્ન કરાવેલા તે માટે લોકોએ ત્હેમની હાંસી કરેલી, પણુ આમાં તો ઝાડના લગ્ન કરાવવામાં આવે છે.

૧૧ કાર્તક સુદ ૧૨ શ્રીનાથજીનો જન્મ દિવસ એટલે શ્રીનાથજી ગિરિરાજમાંથી પ્રગટ થયા, તે દહાડે પણુ સારી સામગ્રી ને ધામધુમ કરવામાં આવે છે.

૧૨ માર્ગશીર્ષ વદ ૯ ને રોજ. શ્રી ગુંસાઇજીના જન્મ દિવસનો ઉત્સવ પાળવામાં આવે છે. આ નોમને જલેબીઆ નોમ પણુ કહેવામાં આવે છે.

૧૩ વસંતપંચમી માહ સુદ ૫ ને દિવસે કામદેવનો જન્મ થયલો માની ધામધુમથી ઉત્સવ પાળવામાં આવે છે. અબીલ, ગુલાલ, કેસૂડાના રંગ વગેરેનો ઉપયોગ એ દિવસથી કરવામાં આવે છે.

૧૪ વસંતપંચમી પછી શ્રીનાથજીનો પાટોત્સવ આવે છે. તે મહાવદ ૭ ને રોજ થાય છે. એ દહાડે શ્રી વલ્લભાચાર્યજીએ શ્રીનાથજીને ગોવર્ધન પર્વત ઉપર પૂર્ણુમલના બંધાવેલા અપૂર્ણુ મંદિરમાં પાટ બેસાડયા હતા, અને તે દિવસે શ્રીજીમાં ઘણી ધામધુમ થતી હશે.

૧૫ હોળી. રંગ ગુલાલ ને નિર્લજ્જ મસ્તી.

૧૬ હોળી પછી બીજે દિવસે ડોળ ઉત્સવ થાય. કેળના સ્થંભ વગેરેનું કુંજ બનાવી ત્હેમાં હિંચકો બાંધી શ્રી ઠાકોરજીની મૂર્તિ બેસાડે છે.

૧૭ રામનવમીનો ઉત્સવ પાળવામાં આવે છે, પણુ જન્માષ્ટમી જેટલો મહિમા નહીં.

૧૮ ચૈત્ર વદ ૧૧ ને દિવસે શ્રી વલ્લભાચાર્યજીનો જન્મ દિવસ પાળવામાં આવે છે.

૧૯ નૃસિંહ ચતુર્દશી નૃસિંહભગવાનનો જન્મ દિવસ માનવામાં આવે છે.

૨૦ જેઠ સુદ ૧૦ ને રોજ શ્રી ગંગાજીનો પાટોત્સવ તરીકે માનવામાં આવે છે.

૨૧ જેઠ સુદ ૧૫ ને રોજ સ્નાનયાત્રાનો ઉત્સવ કરવામાં આવે છે.

૨૨ રથયાત્રા, તે આષાડ સુદ ૧ પછી જે દહાડે પુષ્પ નક્ષત્ર હોય તે દહાડે થાય છે, એ દહાડે શ્રી કૃષ્ણ ભગવાન રથમાં બેસી ફર્યા હતા. તેથી લાકડાના ઘોડાને સુવર્ણ વગેરેના સુંદર અલંકારો પહેરાવી ત્હેને રથે જોડી તેમાં ઠાકોરજીને બેસાડે છે ને દર્શન કરાવવામાં આવે છે.

૨૩ આષાડ સુદ ૬ ને દિવસે કસુંબા છઠ આવે છે.

૨૪ આષાડ સુદ પૂર્ણિમાં તે કચોરી પૂનેમ. કચોરીનો ભોગ ધરાવવામાં આવે છે.

૨૫ આષાડ વદ ૧ ને દિવસે મૂર્તિને હિંડોળામાં ઝુલાવે છે, કારણ કે એ દિવસે શ્રી કૃષ્ણ કુંજ બાંધીને હીંડોળે ઝુલ્યા હતા.

૨૬ શ્રાવણ સુદ ૩ ને દિવસે ઠકુરાણી ત્રીજનો ઉત્સવ આવે છે.

૨૭ શ્રાવણ સુદ ૧૧ ને દિવસે પવિત્રાં એકાદશીનો ઉત્સવ આવે છે. વલ્લભાચાર્યજીએ શ્રી ઠાકોરજીની સ્તુતિ કરી તેથી ઠાકોરજી ત્હેની પાસે પધાર્યા. પછી શ્રી વલ્લભાચાર્યે તેના પાસે પવિત્રાં અને સાકર ધરાવ્યાં.

૨૮ શ્રાવણ શુદ પૂર્ણિમા, રાખડી પૂર્ણિમાં, રક્ષાબંધન, ૮ ને દિવસથી શ્રી ઠાકોરજીને રાખડી બાંધવામાં આવે છે, અને ઉત્સવ માનવામાં આવે છે. "રાખી બાંધત યશોદા મૈયા" અર્થાત્ કૃષ્ણને યશોદાજીએ રાખડી બાંધેલી હતી.

ઇત્યાદિ ઇત્યાદિ ઉત્સવો માનવામાં આવે છે. તદુપરાંત જીવતા મહારાજોના જન્મ દિવસોને પણ ઉત્સવ તરીકે ગણવામા આવે છે. આ દિવસોમાં વિવિધ પ્રકારના સારાં સારાં મિષ્ટાન બનાવવામાં આવે છે અને આનંદપૂર્વક મુખ્ય કરી ખાનપાનમાંજ વખત ગુજારવામાં આવે છે. વળી તે ઉપરાંત કેટલાએક ઉત્સવોને દિવસે મંદિરમાં મૂર્તિની આગળ અનેક પ્રકારે નાચ રંગ ને ચેષ્ટાઓ કરવામાં આવે છે, તે સર્વ અહીં લખવું મુનાસેબ નથી. ઘણીવાર આ સ્થળો માત્ર

અનાચારના અખાડાજ જેવા થઇ પડે છે. ઘણીવાર અનેક યુવાન સ્ત્રીપુરૂષના સંકેત સ્થાનો પણ થાય છે. ઘણીવાર સ્ત્રીપુરૂષો રૂપ-રંગ જોવાજ નીકળી પડે છે. દર્શન સમયે થતી ભીડમાં જાણ્યે અજાણ્યે થતા અંગ સ્પર્શમાં આનંદ માને છે. તેમ કેટલીક સ્ત્રીઓ એ બ્હાને પહેરવા ઓઢવાનો શોખ પૂરો પાડે છે, કારણ આવા દર્શનથી સ્વર્ગ પ્રાપ્તિ થાય છે કે કેમ ત્હેની ચર્ચા આગળ પર રાખી એટલુંજ કહીશું કે ખરા ભાવિક તો આમાંયે કોંઇકજ હશે. ત્હેના વધુ દ્રષ્ટાંત ન આપતાં માત્ર એકજ આપીશું. થોડાં વર્ષોપર મુંબઇના જીવણજી મહારાજે એક વખત અમુક પ્રકારનું ગુલામીખત જેવું ખત લખાવીને તે પર પોતાના બધા કંઠીબંધ સેવકોની સહી લેવાનો ઠરાવ કર્યો હતો, પણ તે ખત અતિશય અધમ પ્રકારનું હોવાથી વૈષ્ણવ શેઠીઆઓએ તે પર સહી કરવા ના કહી હતી, આ ઉપરથી મહારાજે દર્શન આપવા બંધ કરવાનું ઠરાવી બારણાં બંધ કર્યાં. સેવકોમાં કેટલાક ૨૫ ટકાવાળા, કેટલાક ૩૭ા ટકાવાળા, કેટલાક ૧૭ા ટકાવાળા, ૧૦ ટકાવાળા, કેટલાક ૫ ટકાવાળા ઇત્યાદિ હતા તે સઘળા આંમ જોઇને ચાલતા થયા. કેટલાક તો રાજી થયા કે પીડા પતી. આસરે ૭૧ સેવકો એવા હતા કે જેઓ દર્શન કર્યા શિવાય અન્ન ન ખાવાનો નિર્ણય કર્યો હતો, પણ થોડા વખતમાં તેઓમાંના માત્ર સાત સેવકો શિવાય સર્વ જણે ખાવાનું શરૂ કર્યું. આખરે દર્શન ખુલ્યાં ત્યારે માત્ર સાત વૈષ્ણવો દર્શન કરવા આવ્યા હતા. સદ્ભાગ્યે આવી શિક્ષાઓ આજે મહારાજો કરતા નથી. બાકી મહારાજોને પોતાની ખરી સ્થિતિની ખબર પડે.

હવે વૈષ્ણવો પોતાના ઘરમાં જે વિવિધ પ્રકારની સેવા રાખે છે તે સંબંધી વિચાર કરીશું. વૈષ્ણવો પોતાની મનપસંદ મૂર્તિ કંસારાને ત્યાંથી ખરીદી મહારાજને આપે છે. મહારાજ લોકો ત્હેને હાથ લગાડી કે એકાદ દહાડો પોતાના મંદીરમાં રાખી વૈષ્ણવને પાછી પધરાવી કે પુષ્ટાવી આપે છે. એટલે તે સેવા કરવા યોગ્ય થઇ એમ માનવામાં આવે છે. પૂરાણોક્ત પ્રાણ પ્રતિષ્ટાના મંત્રની જરૂર પડતી નથી. પુષ્ટિમાર્ગના સિદ્ધાંતમાં પણ આમજ લખ્યું છે. શોભા વહુજી કૃત આહ્નિક કરીને પુસ્તક છે તેમાં લખ્યું છે કે,

વેદ મંત્રોથી પ્રતિષ્ટિત મૂર્તિ મંત્રાધીન હોવાથી પુરૂષોત્તમ નથી. પુરૂષોત્તમનું રૂપ તો અમારા હસ્તસ્પર્શનું. આવિર્ભાવ એટલે મહારાજના તેજનો અંબાર ત્હેમાં પ્રવેશ કરાવે છે.

કેટલાક વૈષ્ણવને ત્યાં ગિરિરાજની પૂજા હોય છે. એટલે મથુરાની પાસે જે ગિરિરાજનો ડુંગર છે ત્હેના પત્થરનો એક સોપારી જેવડો ન્હાનો કટકો લાવે છે. પ્રત્યેક પત્થર બદલ જે મહારાજની હકુમતમાંથી તે લાવવામાં આવે છે ત્યાં તેટલા વજનનું સુવર્ણ ભેટ તરીકે આપવામાં આવે છે. તડાકો તે આનું નામ. શેર સટ્ટામાં તો પાંચના પચ્ચીસ કે એકના દશ મળે પણ આ તો પત્થરને બદલે સુવર્ણ મળે છે. ને વ્હેમ એવા સેવકોપર ઠસાવેલા હોય છે કે કોઇની ચોરી કરવાની મગદૂર હોતી નથી.

ત્રીજી એક પૂજા મહારાજો વૈષ્ણવોને આપે છે તે વસ્ત્રસેવાના નામથી ઓળખાય છે, એ વસ્ત્રસેવા લૂગડાંમાં રૂ અથવા ડૂચા ભરી પૂતળાં જેવા આકાર બનાવી ત્હેની કરવામાં આવે છે.

ઉપર લખેલી મૂર્તિપૂજા જે વૈષ્ણવોને ત્યાં નથી હોતી તેવા વૈષ્ણવો શ્રી નાથજીનો વાઘો, આચારજીની બેઠકનું વસ્ત્ર, મહારાજના પગલાં, તુળશી અથવા લાકડાંની માળા, પદો લખેલી પોથીઓ અને માટીનું ચરણામૃત વગેરેની પૂજા કરે છે. મુખ્ય કરીને ભોગ ધરાવવા માટે આ બધી વસ્તુઓને રાખવામાં આવે છે.

## ભોગ મહાત્મ્ય.

ભોગ ધરવા વિશે તરેહવાર વાર્તાઓ બનાવી ભાવ લગાડવામાં આવે છે.

એક વાત એમના પુસ્તકમાં લખી છે કે એક વૈષ્ણવ હતો તે ઠાકોરજી સેવતો હતો. એક વખત ત્હેને બહાર ગામ જવું પડયું તથી ઠાકોરજીની સેવા પોતાના છોકરાની વહુને કરવા કહી ગયો. વહુએ તો બધી રસોઇ કરી ઠાકોરજીને ભોગ ધર્યો પણ ઠાકોરજીએ તો આરોગ્યું નહીં. એટલે તે એમને એમ બેશી રહી. બીજે દહાડે તે રસોઇ ગાયને નાંખી દીધી, એ પ્રમાણે ત્રણ દિવસ સુધી

કર્યું, ને શુદ્ધ ભાવથી ભૂખી રહી. એટલે શ્રી ઠાકોરજીને દયા આવી ને ચોથે દહાડે સાક્ષાત આવી કહ્યું કે કેમ ભુખે મરે છે ? તેણે કહ્યું આપ આરોગો નહીં ત્યાં સુધી કેમ જમું ? ઠાકોરજીએ કહ્યું અમે તો ગુપ્ત આરોગીએ છીએ તો સ્ત્રી કહે તે હું માનુ નહીં. પછી ઠાકોરજીએ સાક્ષાત આરોગ્યું એટલે એણે ખાધું. આવી ખોટી વાતો સ્હમજાવે છે. ને કહે છે ભોગ આરોગે તે જોવું નહી; નહીંતો તે વૈષ્ણવાણી સારૂ ઠાકોરજીને શ્રમ લેવો પડયો તેમ લેવો પડે.

પણ જોતા નથી કે કાગળના ભગવાનને ઉધાઇ, કંસારી ને ઉંદર ખાઇ જાય છે. લૂગડાના ભગવાન સડી જાય છે ને ત્હેમના વાધા વસ્ત્ર, ખાવાનો ભોગ કે બધું ઉંદર, બિલાડા જેવા જનાવર ખાઇ જાય, તોયે રક્ષણ કરી શકાતું નથી છતાં સ્વાર્થ ખાતર અવળે માર્ગે દોરે છે.

પણ આ વિચાર કરીએ છીએ ત્યાં કેટલાક એવો પ્રશ્ન કરે છે કે શું ત્યારે આ ઠાકોર સેવા કે મૂર્તિપૂજા ખોટી છે? શું ત્યારે માનવું કોને ? વળી કેટલાએક કહે છે કે મૂર્તિપૂજા જેઓ પૂરા જ્ઞાની નથી તેવાઓને માટે જાણવાનું પહેલું પગથિયું છે. પગથીએ પગથીએ સીડી ચ્હડાય તેમ આ મૂર્તિ પૂજાથી પણ દેવમાં પ્રીતિ લાગે ને પછી પરમેશ્વરને જાણવાનું સાધન બને. માટે આ બાબતમાં સંક્ષેપમાં કેટલુંક વિવેચન કરી ત્હેની લાભા લાભની તુલના કરીશું.

## મૂર્તિપૂજા સંબન્ધી સામાન્ય વિચાર.

મૂર્તિપૂજાનો પ્રશ્ન જ્યારે આપણી સન્મુખ આવે છે ત્યારે આપણને લાગ્યા વિના નથી રહેતું કે આ પ્રશ્ન સંબન્ધી એટલી બધી ચર્ચા થઇ છે કે હવે અતિ વિસ્તારની જરૂર નથી, છતાં પ્રસંગોપાત થોડાક વિચારો સુજ્ઞ વાચકજન માટે ઉપયોગી થઇ પડશે.

વિચાર કરતાં જણાશે કે સમસ્ત જગતમાં બે પ્રકારના પદાર્થ જોવામાં આવે છે. એક મૂર્ત અને બીજો અમૂર્ત. જે વસ્તુનું

લંબાઇ પ્હોળાઇ વિગેરે માપ બની શકે એવો સ્થૂળ પદાર્થ તે મૂર્ત, અને જ્હેનું એવી રીતે રૂપ રંગ કે માપ ન બની શકે તે અમૂર્ત.

द्वेवा ब्रह्मणो रूपं मूर्तं चैवामूर्तं च तदेतन्मूर्तं यदन्यद्वायोश्चान्तरिक्षाच्च। अथामूर्तं वायुश्चान्तरिक्षं चेत्यादि। બ્રહદારણ્યોપનિષદ.

અર્થાત આકાશ વાયુથી ભિન્ન અન્ય પદાર્થો તે મૂર્ત અને આકાશ વાયુ તે અમૂર્ત છે. પંચભૂતોમાં પ્રથમના બે તે અમૂર્ત અને બાકીના ત્રણ તેમજ ત્હેનાથી થતા સર્વ વિકારભૂત પદાર્થો સ્થૂળ, તેમજ મર્યાદામાં આવી શકે એવા હોવાથી મૂર્ત છે. જો કોષ પ્રમાણે વિચારીએ તો તો મૂર્તિ શબ્દના બે અર્થ છે "मूर्तिः काठिन्य काययोः" અર્થાત કઠણપણું, કઠિનતાના ગુણવાળું જે કંઇ હોય તે અને શરીરનું નામ મૂર્તિ છે.

હવે પૂજા શબ્દોનો વિચાર કરીશું તો જણાશે કે સત્કાર કરવું એવા અર્થમાં વપરાય છે, પણ ધુપ, દીપ, નૈવેદ્ય કે ચંદન પુષ્પ ધરાવવાનું કે ચ્હાડવાનું કોઇપણ કોષ કે વ્યાકરણ અનુસાર નથી. મુખ્ય કરીને પૂજા શબ્દનો અર્થ ચેતન વસ્તુના પ્રસંગમાં આવે છે. અમરકોષમાં જ્યાં પૂજા શબ્દ આવ્યો છે તે જોવાથી એટલી તો ખાત્રી થાય છે કે પૂજા શબ્દોનો અર્થ ચેતનનેજ અનુલક્ષે છે. અમરકોષના દ્વિતીય કાંડના સાતમાં બ્રહ્મ વર્ગમાં પૂજા શબ્દ આવે છે તે પ્હેલાં ત્યાં અતિથિ અને પરોણાના પ્રસંગ આવેલા છે તે પરથી પણ એજ સૂચન નિશ્ચિત બને છે. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે,

आचार्य्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः।
माता पृथिव्या मूर्तिर्भ्राता स्वो मूर्तिरात्मनः॥

મનુ અધ્યાય ૨.

આચાર્ય, ગુરૂ એ બ્રહ્મની મૂર્તિતુલ્ય છે. અર્થાત જે આચાર્યની પૂર્ણ સેવા કરશે તેને અભિષ્ટ પ્રાપ્ત થશે, કારણ કે બ્રહ્મનામ પરમે-

શ્વરનું છે અને ત્હેનું યથાવત્ જ્ઞાન આચાર્ય દ્વારા પ્રાપ્ત કરી શકાય છે. આચાર્ય કે ગુરૂજ સુગમતાપૂર્વક વેદજ્ઞાન કરાવી શકે છે. ઇશ્વર અને શબ્દાર્થ સંબંધ રૂપ વેદ બન્ને અમૂર્ત છે તોપણ આચાર્યના અંતઃકરણમાં સ્થિત હોવાથી આચાર્યને બ્રહ્મની મૂર્તિ તુલ્ય ગણવામાં આવે છે. કહીં પણ पाषाणो ब्रह्मणो मूर्तिः એમ નથી કહેવામાં આવ્યું; પણ "ऋतेज्ञानानमुक्तिः" જ્ઞાન શિવાય મુક્તિ નહીં થતી હોવાથી તેમજ પાષાણાદિ સ્વયં જ્ઞાન રહિત હોવાથી તે જ્ઞાન આપી શકતા નથી માટે આચાર્યની સેવા સુશ્રુષા યોગ્ય રીતે કરવાથીજ જ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે અને મુક્તિ મળે છે. પાષાણાદિ મૂર્તિપૂજન કરવાનું વિધાન કોઇપણ ઋષિકૃત ગ્રંથોમાં નથી.

જે લોકો મૂર્તિપૂજાને ઇશ્વરની ઉપાસનાના સંબંધમાં લગાડે છે તેઓ ઇશ્વરનો અવતાર માને છે, અને તેની પ્રતિમા બનાવી પૂજા કરે છે, પણ અહીં ભુલી જવામાં આવે છે કે જે જડ છે તેનામાંજ રૂપ રંગાદિ ગુણ સંભવી શકે છે. ચેતનમાં કદી સંભવી શકે નહી તેમજ ચેતન કદી ઇંદ્રિયગોચર નથી થઇ શકતું, તો તે પરમાત્માની પ્રતિમા કેવા રીતે બની શકે? અહીં વધુ વિસ્તારની જરૂર નથી તો પણ જણાવવું આવશ્યક છે કે જે ભગવાન રામ કૃષ્ણાદિકના અવતાર માનવામાં આવે છે તેના શરીરની પ્રતિકૃતિ બની શકે ખરી પણ તેમના શરીરમાં જે ચેતન આત્મા હતો તેની પ્રતિમાં શી રીતે બની શકે? અને જો ભૌતિક શરીરને આત્મા તરીકે સ્વીકારમાં આવે તો તો દેહાત્માવાદી તુલ્ય નાસ્તિકતાના સંભવો ઉભા રહે છે. યોગ શાસ્ત્રમાં સ્પષ્ટજ કહ્યું છે કે અનાત્મા શરિરાદિમાં આત્મબુદ્ધિ કરવી એ અવિદ્યાનું લક્ષણ છે. તેમજ દેહને આત્મા માનવાનું કોઇપણ શાસ્ત્રને અનુકૂળ નથી. આ માટે પરમાત્મા, પરમેશ્વર, જે વિભુ, અજર, અમર છે તેની મૂર્તિ, કે પ્રતિમા કદી બની શકે નહિ. અત્રે કોઇ કહેશે કે જે કંઇ ઐશ્વર્યવાન છે તેને અમે ઇશ્વર તરીકે માનીએ છીએ. પણ એમાં પણ મોટો દોષ રહેલો છે, કારણ જે સર્વ શરીરધારી છે તેમાં વધતા ઓછાપણાના સંભવ રહે છે, એટલે સેવા સુશ્રુષા વધુ

ઓછા અંશમાં બને અને ફળ પણ તેજ પ્રમાણે પ્રાપ્ત થાય આથી મર્યાદા બંધાય છે. જ્યારે પરમાત્માના સ્વરૂપ સંબંધી વિચાર કરતાં યોગ શાસ્ત્રમાં કહ્યું છે કે જ્યાં ઐશ્વર્ય પૂર્ણ હોય તેમજ જેમાં ઐશ્વર્યનો એવો ભાવ થાય કે હવે એનાથી અધિક કંઇજ નથી તે ઇશ્વર છે. જે પૂર્ણ છે, સંપૂર્ણ છે, કેવલ છે, નિરપેક્ષ છે, એવો તે ઇશ્વર છે. અમુક કલાનો અથવા ચૌદ પંદર કે સોળ કળાનો કે અંશનો એવો નહીં પણ સંપૂર્ણ અસંખ્યાત એવો પૂર્ણમિદં. હવે પ્રતિમા પૂજનનું જો મૂલ વિચારશું તો જણાશે કે પ્રતિમા કે પ્રતિકૃતિ જોવાથી તે સંબંધના ભાવો ને વિચારો આપણા મનમાં ખડા થાય છે. ભદ્ર પુરૂષોની પ્રતિમા ને ફોટોગ્રાફના દર્શનથી તેના ગુણોનું સ્મરણ થાય છે. અને વ્યવહારમાં સદાચરણ માટે અનુકરણ કરવા તે ઉપયોગી થાય છે. તેમજ દૂર દેશાંતરે ગયલા વિયોગી વ્હાલાં અને આપ્તજનોનું સ્મરણ કરવા પણ ઉપયોગી બને છે. રામચંદ્રાદિના સમયમાં તેમજ પ્રત્યેક મહા પુરૂષોના સમયમાં ત્હેમની પ્રતિકૃતિ અને પ્રતિમાથી અવસ્ય ત્હેમનું ગુણ સ્તવન ને કીર્ત્તિ-સ્મરણ બની શકે છે. આમાં અવશ્ય વીરપૂજાનું તત્વ હોય પણ પરમાત્માની પ્રતિમા એવું બની શકે નહીં. પરમાત્મદર્શન એ અન્ય તત્વ છે. મહા પુરૂષોની પ્રતિમા અગર ત્હેના ચિર સ્થાયિ શુભ કર્મોને લીધે કીર્તિ સ્મરણોના અંકિત ચિન્હો, બાવલાં, જન સમાજમાં સુભ કર્મો પ્રેરવાને ઉપયોગી બની શકે છે પણ તેટલુંજ. બ્રહ્મવાદ અને તે માટે નું જ્ઞાન એ બીજી વસ્તુ છે.

હવે કેટલાક કહે છે કે એ પગથીઆ રૂપ છે અને અજ્ઞાન વર્ગને માટે છે અને ક્રમશઃ ધીમે ધીમે જ્ઞાન થતાં આપોઆપ છોડી દેશે, પણ અહીં તો મુશ્કેલી ઉલટી વધે છે કે જે અજ્ઞાન છે તેને મૂર્તિના દર્શનથી કે મૂર્ત્તિપૂજાથી કયું જ્ઞાન કયારે એવું થશે કે જેથી પાષાણ કે ધાતુનું નહીં પણ ઇશ્વરના યથાર્થ સ્વ-રૂપને જાણીને એ પૂજા છોડી દેશે. અત્યાર સુધી આ બધા અજ્ઞા-નોની એવી દશા થયલી તો નથી જોવામાં આવી. હજારો લોક જન્મ જન્માંતર સુધી પૂજન કરી મૃત્યુ પામે છે છતાં જ્ઞાન તો

ઇશ્વરનું નથી પ્રાપ્ત કરી શકયા. બનીજ શી રીતે શકે ? જે જાતેજ અજ્ઞાની છે, જડ છે, તે શી રીતે જ્ઞાન આપી શકે ? જે ચેતન છે, જ્ઞાની છે તેજ જ્ઞાન આપી શકે, એટલા માટેજ આચાર્ય ગુરૂ ઇત્યાદિના પૂજન માટે કહે છે, કારણ તેઓ જ્ઞાન આપી શકે છે. બાલકો ન્હાનપણમાં અજ્ઞાન હોય છે તેમજ બ્રહ્મચર્યાશ્રમ તેમજ સંધ્યોપાસન, ઉપવિત વિગેરેના વિધાન મળે છે પણ મૂર્ત્તિપૂજાનું કેથે પણ વિધાન જોવામાં નથી આવતું. હવે કહો કે તે અજ્ઞાની ને મૂર્ખાને માટે છે તો ઘણા વિદ્વાનો પણ છે, તેમજ કેળવાયલા, સંસ્કારી, સુશિક્ષિત પણ છે તેઓ હજી કેમ કરે છે. શું તેઓ અજ્ઞાન છે ? વાસ્તવિક રીતે એ પ્રકારનું પૂજન શાસ્ત્રાનુકૂળ કે બુદ્ધિ અનુકૂળ નથીજ, પણ માત્ર પૌરાણિક છે. તેમાં પણ પ્રસંગોપાત ઘણી વખત વાસ્તવિક વાત કેટલાકથી બોલાય જાય છે છતાં રૂઢિને લઇને, લોક અપવાદને લીધે, દૂરાગ્રહને ખાતર કે લોક પ્રીતિ ને ખોટી કીર્ત્તિ ખાતર, દંભ ખાતર ખેંચાતાણ કરે છે.

એથી વધુ વિચારશું તો જણાશે કે બુદ્ધ કાલ પહેલાંની મૂર્ત્તિઓ જોવામાં નથી આવતી. રામકૃષ્ણાદિકની કલ્પિત મૂર્ત્તિ (કારણ તેઓ જેવા ચિત્રોમાં જોવામાં આવે છે તેવાજ હશે કે કેમ એનો પુરાવો નથીજ) તેમના શરીર આભુષણ, વસ્ત્રો, સર્વ કલ્પિત યોજવામાં આવે છે. તે કાલના પહેરવેશ ને એ સંબંધીના ઐતિહાસિક પ્રમાણોની સાબીતી નથી. જે સંપ્રદાયો તરફથી કરવામાં આવે છે એ સર્વ બે હજાર વર્ષો પછીની છે. વળી શંકરાચાર્યે બુદ્ધનો પરાસ્ત કર્યો હતો તો પણ તે વેદાંત ને જ્ઞાનવાદે કરીને. છતાં શંકરાચાર્યના સિદ્ધાંતમાં જોઇશું તો બહુધા નિષેધજ છે. કોઇ કહે કે તેના અનુયાયી મૂર્તિપૂજા કેમ કરે છે તો એમ હોઇ શકે કે બુદ્ધ ધર્મનો પરાજય થયો હતો છતાં તેમાંના કેટલાક તત્વો લોકના જીવનમાં મિશ્રીત થઇ ગયાં હતાં અને શંકરાચાર્યે એ તરફ નાંખતી કરી બહુ દ્રષ્ટિ ન્હોતી રાખી. બાકી એવાં પણ વચનો સ્પષ્ટ લખ્યો છે કે "मूर्तिस्तु स्वल्प बुद्धिनां" "काष्टलोष्टेषु मर्खाणां" અર્થાત મૂર્ખાઓ માટે છે. એઓએ ધાર્યું હશે કે આવાં વિશેષણો જોઇ ભવિષ્યમાં છોડી દેશે. આ પરથી

એટલું તો જણાશે કે અમેજ કાંઇ આ વિચાર રજુ નથી કરતા પણ શાસ્ત્ર વિચાર એજ પ્રમાણે છે. પ્રથમ વેદમાં તો એનું વિધાન નથીજ.

सपर्यगा च्छुक्र मकाय मव्रणमस्नाविर ँ शुद्ध मपामविद्धम् ॥
कविर्मनीषीपरिभूः स्वयम्भूर्याथातथ्यतोर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥

વેદ પછી ષડ દર્શન, એમાં યોગ, વેદાંત કર્મવાદ છે. મૂર્તિ-પૂજાનું સ્થાપન નથીજ.

સ્મૃતિ તો વેદને પ્રમાણ કહે છે. આદિકાવ્ય રામાયણમાં રામ-ચંદ્રજીને પોતાને મળેલું જ્ઞાન યોગ વાસિષ્ઠ એતો સ્પષ્ટ બ્રહ્મજ્ઞાનનું પુસ્તક છે. મહાભારત, એમાં કાળે કાળે બહુ ફેરફાર બન્યો છે. કોઇ દશ હજાર શ્લોકનું કહે છે. કોઇ પચ્ચીસ હજારનું કહે છે. એમાં શિવલીંગ પૂજા વધી છે, છતાં વળી

अप्सुदेवामनुष्याणां दिविदेवामनीषिणां ॥
काष्टलोष्टेषुमूर्खाणां युक्तस्यात्मनिदेवता ॥

આવો વિરૂદ્ધ વિચાર પણ મળે છે.

ભગવતગીતા—

नैनंछिंदंतिशस्त्राणि नैनंदहतिपावकः ॥
नचैनंक्लेदयंत्यापो नशोषयतिमारुतः ॥

ભાગવત એકાદશ સ્કંધના બીજા અધ્યાનો એક શ્લોક.

अर्चायामामपेहरेत्पूजायश्रद्धयेहता ॥
नतद्भक्तेषुचान्येषुसभक्तःप्राकृतःस्मृतः ॥ १ ॥

વળી તૃતીય સ્કંધમાં કપિલ દેવજી માતા દેવહુતીને કહે છે કે

योमैसर्वेषुभूतेषुसंतमात्मानमीश्वरम् ॥
हित्वार्चांभजतेमौढ्याद्भस्मन्येवजुहोतिसः ॥ १ ॥

આ પછીના કેટલાક સંપ્રદાયો જેવા કે નાનક, કબીર, વિગેરેયે તો ખંડનો કરેલાં છે. હવે કવિઓના કાવ્યો જોશું. અખો પણ વિરૂદ્ધ હતો.

चैतनको जान्या नहीं पूंजे पादुका वस्त्र ॥
अखा हरी तो रे गया सेवत कागजपत्र ॥ १ ॥
बहु दिन पीत्तल पूजी रह्या मूढका मूढ ॥
ईश्वर तो अळगा रह्या सो जान्या नहिं गूढ ॥ २ ॥

મનોહર સ્વામિ જે ભાવનગરના પ્રખ્યાત ગગા ઓઝાના ગુરૂ તેના ઘણા પદો ખંડનના છે, જાહેરમાં તેઓ કહેતાં.

### પદ ૭ મું. રાગ જંગલો.

આંધાહો હરિને ભૂલી ગયો,
થયો જડેજડનોરે ગુલામ ॥ ટેક ॥

ગાંડાની પેરે નાક ઘસણીઓ,
કરતો ફરે છે ઠામોઠામ—અંધાહો૦ ૧

તુંજ બનાવે છે તું શણગારે છે,
તુંજ કરે છે ધામધુમ—અંધાહો૦ ૨

હરિજનથી અવળે મુખે ભાંખે છે;
જે પ્રભુ જાણ્યાનું ધામ—અંધાહો૦ ૩

પૂજારાને પૂજે છે ભુલે છે;
સદગુરૂ જન વિશ્રામ—અંધાહો૦ ૪

છતે ધણીએ થયો તું નિધંણીઓ;
જડ નહિ આવે કોઇ કામ—અંધાહો૦ ૫

સચ્ચિદાનંદ બ્રહ્મ જો સાચો;
પ્રગટ પ્રતાપી સુખધામ—અંધાહો૦ ૬

## એનાથી થતી હાનિઓ.

પુરૂષાર્થ હીનતા. શાસ્ત્રોમાં કહેલા જ્ઞાન, કર્મો ને યજ્ઞ યાગાદિ તરફ અરૂચીનું મૂલ કારણ એજ છે, કારણ વ્હેમ એવો પાકો બન્યો છે કે એનાથીજ જ્ઞાન ને પ્રભુ પ્રાપ્તિ બને છે. પરિણામે અજ્ઞાનતા વધે છે, ને અજ્ઞાનો ઉલટા ખાડામાં પડે છે. બાકી પરમાત્માનું જ્ઞાન ભાગ્યેજ થાય. વિદ્યાની એટલીજ દુર્દશા થઇ. શાસ્ત્ર ચિંતન, અને મનન અટકયાં. ધર્મ, વિજ્ઞાન, ને કલા નષ્ટ થયાં. અંધશ્રદ્ધા ને જડતા વધી. દ્રવ્યનો દુરૂપયોગજ કેવળ વધ્યો. ને એ પ્રવૃત્તિમાં દિવસનો બહુ કાલ જતાં સમયનો દુરૂપયોગ થયો. જ્યારે ઉન્નતિ માટે પુરૂષાર્થની અતિ જરૂર છે. નીતિને સ્થાને અનીતિ વધી. એ પૂજા સ્થાનો જોનારને સહજ જણાઇ આવશે. સ્વાર્થી, લોભી, લાલચુ, આળસુ, દંભી, એવાઓ અજ્ઞાનતાનો લાભ મેળવી મોજ, વિલાસ, ને વૈભવ ભોગવતા થયા. ને ખરા પરસેવા ને શ્રમથી પ્રાપ્ત કરેલા ધનનું કુપાત્રે દાન થાય છે વિગેરે દેશહિતને બાધકજ એ પૂજા છે. આ બાબતમાં માત્ર સંસ્કારી ને સુજ્ઞજનો શાંતિથી વિચારશે એવી આશા રાખીએ છીએ.

---

## પ્રકરણ ૮ મું.

---

## પુષ્ટિ માર્ગમાં યાત્રા.

મનુષ્યને આજુબાજુના સ્થળ, સંસ્કાર, વાતાવરણની અસરો થયા વગર રહેતી નથી, અને તે મનુષ્ય જીવનના ચરિત્રપર, જીવનના આચાર વિચાર ઘડવામાં બહુ અસર કરે છે. યાત્રા, મુસાફરી કે પ્રવાસ કરવાથી વિવિધ દેશોના રીત, રિવાજ, આચાર, વિચાર, ધંધા, ઉદ્યોગ વગેરે સર્વ પ્રવૃત્તિઓનું જ્ઞાન થાય છે, અને તેથી તેની ઉપયોગિતા અધિક છે. પ્રાચીન કાળમાં આ હેતુ લક્ષમાં

રાખી અનેક પરદેશી મુસાફરો આર્યાવર્તમાં આવતા. ધર્મજ્ઞાન અને જ્ઞાનની કેટલીક શાખાઓનું મૂલ આર્યાવર્તમાં માનવામાં આવે છે. આજે ત્હેનું દીપાતંર ને રૂપાંતર થયલું ગણાય છે. આજેયે મુસાફરીનો ઉતુ જ્ઞાન, વિજ્ઞાન, ધર્મજ્ઞાન ઇત્યાદિ માનસિક કે શારિરીક ઉન્નતિનોજ હોય છે. ઉત્તમ સ્થળોએ જવાથી સત્પુરૂષોનો સમાગમ થાય, વિવિધ પ્રકારનું શાસ્ત્રીયજ્ઞાન પ્રાપ્ત કરી શકાય અને જીવનનો ખરો હેતુ સ્હમજી શકાય. પ્રાચીન કાળમાં વ્યવહારના સાધન ઓછાં, અને પ્રમાણમાં બહુ ઓછાં મનુષ્યો ત્હેનો લાભ લઇ શકે એટલે યાત્રાની મહત્વતા વધુ માનવામાં આવતી. વળી જીવનની સાત્વિકતા સાચવી શકાય એવા અનુકૂલ સ્થાનોએ જ્ઞાનીઓ તેમજ વિદ્વાનો, યોગીઓ વસતા. ત્યાં તેઓ ધર્મજીજ્ઞાસુઓને ધર્મ, નીતિ, વૈરાગ્ય, મોક્ષ, જીવ, ઇશ્વર ઇત્યાદિ બાબતોનું જ્ઞાન આપતા. આવા સ્થળો તીર્થરૂપે ગણાતા, અને તે માટે યાત્રા કરવામાં આવતી. પણ આ માર્ગમાં તીર્થયાત્રા માટે, મોટામાં મોટાં તીર્થો તે શ્રીજીદ્વાર, શ્રી ગોકુળ, અને શોરમજી ગણાય છે. ત્હેમાં શ્રીજીદ્વાર જવું ત્હેને ધામ કહે છે, અને ગોકુલ વગેરે જવું ત્હેને તીર્થ કહે છે. આથી પ્રાચીન કાળમાં સંસારીઓ માટે જ્ઞાનપ્રાપ્તિ કરવા માટે તીર્થ યાત્રા જે એક શાળા રૂપે હતી તેને ઠેકાણે સેવકો અનેક રીતે બુદ્ધિહીન બની, દ્રવ્યનો નાહક વ્યય કરી જાણે અનતિવર્ધક શાળાના વિદ્યાર્થીઓ હોય તેમ આ યાત્રાળુ લોક બને છે. આ સંબંધમાં થોડીક હકીકત લખવાથી ભોળા ભાવિક અંધશ્રદ્ધાળુને વધુ મૂર્ખ કેમ બનાવવામાં આવે છે અને દ્રવ્યનો વિના પ્રયોજન કેવી રીતે દુરૂપયોગ કરવામાં આવે છે તે સ્હમજાશે.

યાત્રા જવાની શરૂઆત પ્રથમ આવી રીતે થાય છે કે, કોઇ શ્રીમંત માણસ હોય તે સંઘ કાઢે છે, એવો સથવારો જોઇને કેટલાક મધ્યમ વર્ગના પણ કાંતો પોતાના ઘરની સ્ત્રીઓના દબાણથી કે કાંતો કેટલાક ભાવિક વૈષ્ણવોના આગ્રહથી કે ભમાવ્યાથી નીકળવા મન કરે છે. કેટલાક ગરીબ માણસોને તથા કેટલીક વિધવા સ્ત્રીઓને પણ આવો સાથ જોઇ જવાનું મન થાય છે. આમ કર-

વામાં ઘણી વખત તો તેઓ આગળ પાછળનો કે આજીવિકાનો પણ વિચાર કરતા નથી ને ઝોકાવે છે. એમ કરતાં પાછળથી આવી વિધવા સ્ત્રીઓની શી દશા થાય છે ને કેવાં કૃત્યો કરવાને પ્રવૃત્ત થાય છે ત્હેનું વર્ણન બહુ દુઃખદાયક થઇ પડે છે. કેટલીક મહારાજોની દાસી બની મહારાજો પાસે ભાવિક સેવકીઓને લઇ જવાનો ધંધો કરે છે. કેટલીક વહુજી પાસે બેસી અનેક સ્ત્રીઓને ખોટી સાચી રીતે ડરાવી ઉંધુંચતું સમજાવીને પોતાનું ગુજરાન કરે છે. કેટલીક અનેક યુક્તિ પ્રયુક્તિ દ્વારા સારા સ્ત્રી પુરૂષોને બગાડી ગુજરાન કરે છે. ને એમ થતાં રસમંડળી જામે છે. કેટલીક તેવી ખટપટ ન જાણતી હોય તો દુઃખમાં આવી પડે છે. એમ કરતાં વખતે કોઇને ત્યાં રસોઇ કરવા રહી જાય છે. વખતે એમ કરતાં કોઇ વળી વૈષ્ણવને ત્યાં જઇ "મહારાજ ભોગની તૈયારી છે કે આજ ત્હમારે ત્યાં પહોંચવાની ઇચ્છા છે" કહી નકટી થઇ બેસી રહે છે. વિગેરે અનેક તરેહની મુશીબતોમાં ઉતરવું પડે છે. સંઘમાં પણ અનેક તરેહના ખેલો ચાલતા રહે છે. મ્હલાજો સચવાતો નથી. અંગ-સ્પર્શ ને ધક્કાધક્કી તો હસતાં હસતાં ચાલતાંજ રહે છે. એકાંત માટેના પ્રયત્નો તો બનતાજ રહે છે. નહીંતર પછી શાક સમારવાની, ધાન્ય સાફ કરવાની, વીણવાની, દળવાની તથા મંદિર વિગેરે આવતાં હોય ત્યાં ઝાડઝુડ કરી સાફ કરવાની વિગેરે સેવા કરી કાળ નિર્ગમન કરે છે.

આતો એક વાત થઇ પણ ત્યાં ગયા પછી ગોર લોકો તો જાણે ધોળે દહાડે લૂટે છે. ભોળા ને ચઢાઉ માણસને છાપરે ચઢાવે છે. ફલાણાએ અમને આમ આપ્યું ને ફલાણાએ તો અમને આમ આપી અન્યાય કીધો ને ત્હમે તો ત્હેના કરતા સરસ છો. આથી તે ગજા ઉપરાંત આપી દે છે. આવી રીતે તેઓ યાત્રાળુઓને વખતે ચઢાવીને, વખતે જોરજુલમથી, વખતે ધમકાવી, વખતે તરેહવાર સાચા જુદા બ્હાનાં બતાવી, વખતે ફોસલાવી, વખતે વ્હેમની વાતો બતાવી, લૂટાય તેટલું લૂટે છે. એટલુંજ નહીં પણ સાંભળવામાં આવ્યું છે કે કેટલાક તીર્થ સ્થળોએ યાત્રાળુઓ જો સરળતાથી ન આપે તો માર મારીને લે છે, અને તેમ ન બને તો

અનેક ઠગાઇઓ કરીને ઓકાવે છે. આના અનેક દૃષ્ટાંત જડી શકે એમ છે. માત્ર એકાદ બે દૃષ્ટાંત વિચારીશું.

થોડી મુદત ઉપર કાશિમાં એક સંન્યાસી હતો. તેણે ધન ધુતવાની એક યુક્તિ માંડી હતી. કેટલાક બ્રાહ્મણોને શાગિર્દ રાખી એવી બુમ ફેલાવી હતી કે આ સંન્યાસી, લોકોને તેમના પિતૃના સાક્ષાત્ દર્શન કરાવે છે. આમ તો કોઇ ગોરને મુકી સન્યાસી પાસે શરામણું કરવા જાય નહિ, પણ આ કારણથી બહુ લોક ત્યાં શરામણું કરવા જવા લાગ્યા. આસ્તે આસ્તે બાવાનો મહીમા વધ્યો, અને સંખ્યાબંધ લોકો સરાવવાને આવવા લાગ્યા. પછી બાવાજી તો મન માન્યું ધન લઇને લોકોને પિતૃદેવનાં દર્શન કરાવતા હતા. હવે તે સરાવનારને સરામણું તો બ્રાહ્મણ કરાવે, ને બાવાજી તો પિતૃનાં દર્શન કરાવવા ઉઠે. પછી તેની આંખો બાવાજી પોતાના હાથથી ઢાંકીને છુ મંત્ર મારી કહેતા કે, હું તમારાં દિવ્ય ચક્ષુ કરૂં છું. પછી જરા આંખને દાબીને આકાશ તરફ તેનું મોં કરીને તેના કાનમાં બાવાજી મહા મંત્ર આપે. પછી આંખ ઉઘાડે એટલે કેટલાક ભોળાઓને તો દાબેલી આંખના પ્રસંગે લીલા પીળા રંગના અનેક નુકતાઓ દેખાય, તેથી માની લે કે દર્શન થાય છે ને બોલે કે, જે જે પિતૃદેવ. પરંતુ ઘણાખરા તો મહા મંત્રના પ્રતાપથી ઝટ કહેવા લાગે કે, દર્શન થાય છે. એમ કરી મુંગે મોહોડે ચાલ્યા જાય. એવી ઠગાઇ કેટલોક વખત ચાલતાં બાવા પાસે તો પાંચ સાત લાખના પુંજી થઇ પડી. પછી તો પાપનો ઘડો ફૂટયો, કાઠીઆવાડ તરફના કોઇ રાજાનો કારભારી નાગર ગૃહસ્થ હતો. તે સમજુ તથા વિદ્વાન હતો. તે કાશીયાત્રાએ ગયો હતો. તેને ખબર પડી કે એક સન્યાસી પિતૃનાં દર્શન કરાવે છે. આણે જાણ્યું જે એ વાત બને તેવી નથી, કેમકે પિતૃઓ કાંઇ બાવા માટે ત્યાં બેસી રહ્યા હોતા નથી. માટે આમાં કાંઇ ઠગાઇ હશે. પછી પોતે બેચાર દહાડાસુધી ત્યાં જોવા ગયો. તેણે આ એની બધી ક્રિયા જોઇ, તથા કેટલાકને મહા મંત્ર પૂછયો. તેથી એની ખાત્રી થઇ, કે આ લુચ્ચાઇ, ઠગાઇ, તથા લૂટ મચાવી બેઠો છે; એટલુંજ નહિ પણ બાપડા ગરીબ ભોળાઓને લુટીને તેના મનમા છીનાળનો છોકરો ઠરાવવાની દહેશત પેસાડે છે.

માટે એવા દુષ્ટને આપણે ઉઘાડો પાડી, અનિતિ, લુચ્ચાઇ, ઠગાઇ અને લુટ કરતો અટકાવીએ, તો મોટું પુણ્ય થાય. એમ વિચારી તેણે કેટલીક યુકિત એકઠી કરીને ઠરાવ કર્યો કે આમ કરવું. પછી ત્યાંના રાજાના કારભારીને મળ્યો. પોતે એક રાજાનો કારભારી હતો, તેથી તેની સાથે ઓળખાણ પીછાન કરેલીજ હતી. તેને મજકુર સંન્યાસીની વાત સંભળાવીને કહ્યું કે, કાશી જેવા ઉત્તમ સ્થળમાં આવી ઠગાઇ ચાલે છે, તેથી તમારે શરમાવું જોઇએ છે. તેણે કહ્યું કે, અમે પણ સાંભળ્યું છે ખરૂં, પણ કાંઇ ઉપાય કરેલો નથી. હવે તમે કહો તેવી રીતે ઉપાય કરીએ. આણે કહ્યું કે કાલે હું પોતે સરાવવાને જઇશ ને તમારા સો પચાસ સીપાઇ આગળ પાછળ રાખજો, પછી અમારી ખુબ બોલાચાલી થાય ત્યારે તમારા સીપાઇઓ અમને બેઉને પકડી તમારી પાસે લાવે, એવો સીપાઇઓને હુકમ કરી મુકવો. પછી બાવો મારાપર ફરીયાદ કરશે, તોપણ એનું પોગળ નીકળશે ને કદાચ તે નહી કરે, તો પછી હું ફરીઆદી થઇ બાવાને ઘટે તેવું શાસન કરજો. તેણે યુકિત પસંદ કરી. કારભારીએ કાશી નરેશને આ બધી વાત સમજાવી, તો તેણે તે પસંદ કરી. પછી બીજે દીવસે સો એક સીપાઇઓ બાવાના આશ્રમથી થોડી થોડી દૂર કોઇ સમજે નહીં તેવી રીતે ફરવા લાગ્યા. આ નાગર બાવાજીના આશ્રમમાં ગયો. બાવાજીને ઘણી નમ્રતાપૂર્વક વિનંતિ કરી, અને કેટલાંક વખાણ કરીને કહ્યું કે મારે સરાવવું છે. આ તો ઉંચા કપડાં પહેરી બે ચાર સિપાઇઓ લઇ બડા ઠાઠમાઠથી ત્યાં ગએલો હતો. તે જોઇને બાવાજી તો ખુશી થઇ વિચારવા લાગ્યા કે, આજે તો મોટો યજમાન મળ્યો છે. બાવાએ મોટી ખુશીથી હા કહી. પછી સારવા બેઠા. સરામણું થઇ રહ્યા પછી બાવાને બે ચાર જણાએ વિનંતિ કરી કે મહારાજ આને પિતૃનાં દર્શન કરાવો. પછી બાવાજી મોટા ડોળ ડમામથી ઉઠયા અને અને આની પાસે આવીને આંખો બાંખો મીંચાવીને કાનમાં મહા મંત્ર કહયો કે "तुं तेरं बापके वीर्यसें उत्पन्न हुवा होवेगा तो तेरे को पितृदेवका दर्शन होवेगा; ओर तेरी माने छीनालसे तुमकु पेदा कीआ

હોગા તો નહિ દેખેગે” આતો આ મંત્ર સાંભળી આકાશ તરફ જોવા લાગ્યો અને આમતેમ મોઢું ફેરવી જાણે કાંઇ મોટા વિચારમાં પડયો હોય તેવો ડોળ કરવા લાગ્યો. એ જોઇ બાવાએ પુછયું કે “અબે કયું કયા દેખતા હય?” આણે ગોઠવણ કરી રાખવા મુજબ કહ્યું કે? “બાવાજી મેંતો કુચ વિચિત્ર દેખતા હું” બાવાએ પુછયું કે “કયા વિચિત્ર હય” આણે કહ્યું કે “મુજે કહનેકો બડી શરમ હોતી હે.” તો બાવો કહે જે “બોલતો સહી કયા હય?”

આણે કહ્યું કે, “બાવાજી, સ્વર્ગમેંભી કયાં છીનાલા ચલતા હય?” બાવો કહે જે “છીનાલા સો કયા હય” તો આણે કહ્યું કે, “મેં દેખતાં હું કે મેરા બાપ તેરી માસે બગલગીરી કરકે ઉપર સ્વર્ગમેં ખડા હય.” આ વાત સાંભળીને બાવો તો બળી ગયો ને જાણ્યું કે આ પોગળ ઉઘાડું કરશે તો ધનની આવક બંધ થશે, પણ ધનનું જોર હોવાથી તે ખુબ ક્રોધ ચઢાવીને તે કારભારીને ગાળો ભાંડવા બેઠો. નાગર પણ મોટી મોટી બુમો મારી કહેવા લાગ્યો કે, અરે ચંડાળ! આવા ઉત્તમ સ્થળમાં તું નીચ ધંધો લઇ બેઠો છે? તને ધિક્કાર છે. એમ આમણસામણ ખુબ બુમ બરાડા થવા માંડયા એટલે તરત સીપાઇઓ દોડી આવ્યા અને બેઉને પકડી દીવાન પાસે લઇ ગયા. બાવાજી તો ત્યાં કાંઇ બોલ્યા નહિં. જાતે ચોર તે શું બોલે? પછી તે નાગર ગૃહસ્થે ફર્યાદ કરી કે બાવાએ આ પ્રમાણે મારી સાથે ઠગાઇ કરી, તેમજ હજારોને ઠગ્યા છે. તેનો ઇનસાફ થવા માટે સાક્ષી પત્રીઓ લેવાઇ. તેમાં ઠગાઇ પુરવાર કરવાના હજારો પુરાવા પડયા એટલે બાવાજી ગુનેહગાર ઠર્યા. પછી રાજાએ તે નાગરને મોટી શાબાશી આપી અને બાવાજીને બંદીખાનાની મોજ કરાવી ને તેની જે મિલ્કત હતી તે તમામ જપ્ત કરી.

સન ૧૮૭૪ ની સાલમાં અમદાવાદનો વાણીઓ વૈષ્ણવ રૂગનાથદાસ હરજીવનદાસ નામનો યાત્રાએ ગએલ હશે. તેની બાબતમાં કોઇએ શ્રીજીવાળાને કહ્યું કે આ વાણીઓ ગૈયાળ એટલે નિર્વંશી છે ને કેટલાક મિલ્કત ધરાવે છે. પછી તેને તરત તેડાવી લઇને લાગલોજ બંદીખાને કેદ કરા દીધો. આણે કાલાવાલા કર્યાં

કે ભાઇ મારો શો અપરાધ છે જે તમે મને બંદીખાને નાંખો છો? તો તેને કહેવામાં આવ્યું કે તારી બધી મિલ્કત શ્રીજીને અર્પણ કરી દે, કારણ કે તારે કોઇ ખાનાર નથી. વૈષ્ણવે કહ્યું કે એ તો શ્રદ્ધાનું કામ છે ને હમણાં મારાથી કાંઇ થાય પણ નહિ. હું મરીશ તે વખતે લખી જઇશ. બાકી હમણાં તો આપું નહી. પછી તેની બાયડીને પણ તેડાવીને તેની સાથે અંધારી કોટડીમાં કેદ નાંખીને કહ્યું કે હવે સડીમર. પછી ખાવા પીવા તથા શૌચે જવા બહુ સંકટો તેની ઉપર પાડવા લાગ્યા ને તેને ખુલ્લું કહ્યું કે જો તું અમારા ધાર્યા પ્રમાણે દંડ નહી આપે, ને અમારા કહ્યા પ્રમાણે લખી નહી આપે, તો તને આ કોટડીમાં સડાવી અને રીબાવી મારીશું. કેટલાક દહાડા ભુખેમરા વગેરેનું મહા સંકટ પડતાં ગભરાઇને અધિકારીને કહ્યું કે મને છોડો અને હું દંડ તથા લખત કરી આપવા કબુલ થાઉં છું. પછી આ રાક્ષસોએ એક નાનું વીલ ઘડી કહાડયું તેમાં જે મીલ્કત હોય તે બધી શ્રીજીને અર્પણ કરવાનું લખ્યું. તે ઉપરાંત રૂપિઆ પણ પાંચ દશ હજાર રોકડા માંગ્યા. બીચારા રૂગનાથદાશે મહાસંકટ શોષવાનાં કારણથી તથા બંદીખાનામાં સ્ત્રીપુરૂષ મરી જવાના ભયથી પેલા લુટારૂઓના લખેલા વીલમાં ધ્રુજતે હાથે સહી કરી આપી તથા કાલાવાલા કરી રૂપિઆ ૩૦૦ રોકડા દીધા. એટલે તેને છુટો કીધો. આ તો બિચારો બંદીખાને પડયો હતો ત્યારે તરત સમજેલો હતો કે આ ધર્મ નથી પણ લુટારૂ પંથ જેવો એક પંથ છે. આ ધર્મગુરૂ નથી, ધાડપાડુઓ છે; એવા વિચાર થવાથી તે બિચારો છુટો થયો તેજ દહાડે પોતાનો અસબાબ ઉઠાવીને પોતાનાં ગામ તરફ ચાલતો થયો. ત્યાં પહોંચીને તરત પોતાની ન્યાત એકઠી કરી અને પોતાનો હેવાલ બધો ન્યાત આગળ જાહેર કર્યો, અને તેઓને ખુલ્લા બોલોમાં કહ્યું કે ભાઇઓ આ ધર્મની જગ્યા તમારે સમજવી નહી પણ ઠગ અને લુટારૂઓનું મોટું મથક સમજવું. હવે ન્યાત જો એમ કબુલાત આપતી હોય જે આ અધર્મને ઠેકાણે જવું નહી તો હું મારી બધી મિલ્કત ન્યાતને સપુરત કરી જાઉં. ન્યાતીલામાં સમજુ ભાગ ઘણો હોવાથી તરત કબુલ કીધું કે કોઇપણ તે જગ્યાએ

જશે નહી એટલે તેણે પોતાની મિલ્કત વિષે આગલું શ્રીજીવાળાને કરી આપેલું વીલ રદબાતલ કર્યું અને મૃત્યુ બાદ ન્યાતને પોતાની મિલ્કત સપુરદ થાય એવું વીલ કર્યું. અને પોતાને થએલા દુઃખનું તથા રદ કરેલા વીલના જાહેરનામાં ગુજરાતી પત્રોમાં છપાવ્યાં. તેમાંની એક શમશેર બહાદુર નામનાં પત્રોમાંની છપાવેલી જાહેર ખબરની નકલ આ પ્રમાણેઃ—

"શમશેર બહાદુર પત્ર, તા૦ ૭ મી જાનેવારી ૧૮૭૪. અમદાવાદ"

"નોટીશ"

"હું શા. રઘુનાથદાસ હરજીવનદાસ આ નોટીશથી ખબર"
"આપુ છું જે સંવત ૧૯૨૯ ના આશો મહીનામાં જાત્રા કરવા"
"શ્રી નાથજી દુઆર પોંચ્યા એટલે શ્રી નાથજીનાં અધીકારી બાલ-"
"કિસનદાશે હમોને એકદમ પકડીને કેદ કર્યા. ને માસ ૧ાા સુધી"
"હમોને કેદમાં રાખ્યા ને ખાધે પીધે હેરાન કર્યા તેથી તે વિષે અમે"
"અધીકારીને અરજ કરી જે અમારી શી કસુર છે ને હમોને"
"છોડાવો તો અમો અમારે ઘેર જઈએ એવી રીતે જાહેર કરો."
"છતાં હમોને કસુર તો કાંઇ બતાવ્યો નહીં ને કહ્યું જે અમારા"
"કહ્યા પ્રમાણે દંડ આપશો ત્યારે તમારો ખુલાસો થશે નહી"
"તો તમે કેદમાં ને કેદમાં હેરાન થશો ને ભુખે મરશો. એમ કરતાં"
"ઘણાં દિવસ થઇ ગયા પછી હમોને ઘણી ગભરામણ આપી"
"તેથી અમોએ રૂપૈઆ ૩૦૦) આપ્યા ને તેમના કહ્યા પ્રમાણે"
"એક દસ્તાવેજ અમારી ખુશી નહી છતાં તેમનાં કબજા નીચે"
"પડ્યાથી લખી આપ્યો છે. માટે ખબર આપું છું જે સદરહુ"
"લખેલા દસ્તાવેજમાં લખેલો મજકુર મારે કબુલ નથી,"

"લા. શા. રૂગનાથદાસ હરજીવનદાસ."

ઉપર લખેલા જુલ્મી વખતમાં બીચારા ગરીબ માણસોની તો કોઇ દાદ પણ લેતું નહી ને મહા દુઃખે કરી પોતાનો છુટકો કરતા. એવા અનેક જુલ્માટની ઉદેપુરનાં મહારાણાને જયારે ઘણી ફ્ર્યાદો સંભળાઇ ત્યારે તેણે તે ટીકાયતને જબરદસ્તીથી હાથ ઉઠા-

વવા સુચના કરી તે ઉપર તેણે કશું પણ ધ્યાન ન આપતાં ઉલટા બીજા વગેરે સાથે કાંઇ ગાલમેલ કરીને પોતે પણ કેટલુંક લશ્કર રાખવા માંડયું ને વૈષ્ણવો પાસેથી શ્રીજીને અંગીકાર થવાને બ્હાને જોરજુલ્મથી લીધેલો પૈસો લશ્કર વગેરેના ખરચમાં ઉડાવવા લાગ્યા. પછી રાણાએ બીજીવાર નમ્રતાથી કંઇ લખ્યું કે અમે જે ગામો આપ્યાં છે તથા વૈષ્ણવો પાસેથી પૈસો લ્યો છો તે શ્રીજીના નેક ભોગ માટે છે, લશ્કર વગેરેનાં ખરચ સારૂ નથી. ઉપરાંત પણ તમને લશ્કરની શી જરૂર છે. જ્યારે જ્યારે ભીડ પડશે ત્યારે અમારૂં લશ્કર મોજુદ છે. માટે તમારે આવા મુર્ખાઇ ભરેલા કારણમાં નાહક પૈસો ગમાવો નહી. તે ખરી વાત ન સાંભળતાં ઉલટું જોર મારવા લાગ્યા કે તમે કોણ પુછનાર છો? અમારી ઇચ્છામાં આવશે તેમ કરીશું. રાણાએ કહાવી મોકલ્યું કે એ ગુમાન ના રાખો. શ્રીજીમાં તમારે કાંઇ લાગતું નથી. તમારા પૂર્વજોએ પોતાનો દાવો છોડી અમને સોંપેલો છે તેનું આ લખત જુઓ.

श्री हरि

लिखित विठ्ठलराय दामोदरजीसुत श्री गोवर्द्धननाथजी के देवालेकी· सेवा श्री वल्लभाचार्य करते ता पीछे श्री विठलेश्वर दीक्षित करते, तुनकेसातबालक श्री गिरधरलालजी श्री गोविंदजी श्री बालकृष्णजी श्री गोकुलनाथजी श्री रघुनाथजी श्री यदुनाथजी श्री घनश्यामजी ज्यों छहोभाईनसोंचलेत्यों इनके कुलसोंचले ज्याहियाबाततेंकोई घाठिबाटिकरे सो श्री नाथजी तेविमुख श्री नाथजीकी भूमी मत्ताद्रव्यमालमिलिकसो काहुको-दावानही श्री नाथजीकी भेट अपने घर राखेसो श्री नाथजीको अपराधी लोकीक गुनहगार यहबात माहाराजा श्री जसवतसिहजी महाराजा श्री जयसिहजी महाराजा श्री विठलदासजीके आगेंचुकी मिति चैत्रवादे गुरौ संवत १७०३ मुकाम शाहजहानाबाद.

| | | |
|---|---|---|
| महाराजा | | माहाराजा |
| श्री जवससिंघजी | राजाविठलदासजी | जयसिंघजी |
| अत्रसंखी | अत्रसाखी | આ સહી |
| राजाजसवंतसिंघ | राजाविठलदास | ફારશી દસકતમાં છે. |

આ લખત મોકલ્યું તો પણ તેને પોતાની સત્તાનું ધમંડ રહ્યું તેથી કાંઇ ગણુકાયું નહી. તેથી રાણાને રીસ ચઢી એટલે લાલબાગમાં મહારાજ ગીરધરલાલ ટીકાયતને કેદ કરી દેશની હદ પાર કહાડી મુક્યા. બીજી તરફથી એ ગીરધરલાલને ગોકુલની ગાદીનો વારસો મળેલો હતો તેની માલેકી ચંદ્રાવલી વહુજીના હાથમાં હતી. તેના ઉપર પણ થોડા દિવસ અગાઉ ફરીઆદ કરેલી તે ફરીઆદીમાં ચંદ્રાવલીએ કહેલું કે પોતા ઉપર હિંદુ લૉ લાગુ પડતો નથી કારણ કે અસલ પૂર્વજો સંન્યાસી થઇ પાછા ગૃહસ્થ થયલા તેથી તેઓ હિંદુઓથી બાહેર પતિત જાતિના ગણાવા જોઇએ. એવા પુરાવા આપ્યા એટલે ત્યાં પણ કજીઓ હારી ગયા ને રૂપિઆ પાંચ સાત લાખ ખરચમાં ઉડી ગયા. એ પ્રમાણે ગીરધરલાલની ઉઠાંત્રી થઇ ગઇ.

આ શ્રીનાથદ્વારની વાત કરી, ત્યાંથી યાત્રાળુઓ ગોકુળ મથુરા જાય છે. ત્યાં પણ દેવદર્શન ઇત્યાદિમાં કાળ નિર્ગમન કરે છે. ધર્મના બોધ તરીકે રાત્રે કેટલીક રસ મંડળીઓ ભરાય છે ને જે ગ્રંથો માટે કોર્ટમાં યદુનાથજી મહારાજે પ્રતિજ્ઞાપર કહ્યું હતું કે જુદા છે તેવા ગ્રંથો વંચાય છે. વળી ત્યાં કેટલુંક બહુ જાણવા જેવું છે. કેટલાક સ્ત્રી પુરૂષો હમેશના નિવાસી થઇ રહ્યા છે. કેટલાક ઘરમાંડી બેઠા છે. તેમાં બ્રાહ્મણી ને ભાટીઆ, ભાટીઆણી ને વાણીઆ, વાણીઆણી ને લુહાણા એવી રીતે અને કેટલાક પોતાની ન્યાતિમાંજ ઘરમાંડી બેઠા છે. ઘરમાંડી બેસવું હોય તો ત્યાંના મહારાજની આજ્ઞા લેવી પડે છે. એ આજ્ઞા લેવાને જે સ્ત્રી પુરૂષને એક ઘરમાં ભેગું બેસવું પડતું હોય તે મહારાજને વિનંતી કરવા જાય છે અને કહે છે કે, અમારે બે જણને એકઠા બેસી સેવા કરવા વિચાર છે. મહારાજ પોતાનો એ કામ ઉપરનો લાગો આશરે રૂ. ૧૧ કે ૧૨ છે તે લઇને આજ્ઞા આપે છે “ભલે જાઓ દોઉ મિલકે સેવા કરો” એવાં ઘણાં જોડાં વસે છે. આ શું નાતરૂં, પુનર્વિવાહ કે, વ્યભિચારને ઉત્તેજન? જો કેથે પુનર્વિવાહ થાય કે તે સંબન્ધી કંઇ લખાય, બોલાય તો વૈષ્ણવો કુદાકુદ કરી મૂકે પણ આ પવિત્રમાં પવિત્ર સ્થળોએ શું થાય છે તે વિચારતા કે જોતા નથી. આમાં ધર્માચારીની પણ અધમ સ્વાર્થવૃત્તિ કે અમે કહીએ

તેમ કરવું, પણ બીજો તેજ માર્ગ બતાવે અને ખરો બોધ આપે તો તે ન કરવું, કારણ કે લાગો જતો રહે. પણ હા, અહીં એક ભૂલ થાય છે કે સુધારાવાળાના પૂનર્વિવાહ ને આ નવા પ્રકારના નાતરામાં ફેર છે ખરો. આમાં ક્રિયા નથી. વળી વધુમાં આ નાતરાવાળીને જો દૈવયોગે ગર્ભ રહે છે તો અધુરેજ ગોલોકમાં મોકલી દે છે, ને કદાચ જો અધુરે પાડી ન શકે તો પૂરે દહાડે પુરો કરીને શ્રી યમુનાજીનો સેવક કરી દે છે અને જલચર તે મોજ કરે અને સુધારાવાળા તો આ બાળકોને જીવતાં રાખે. અરેરે! આથી અધિક પાપ તે શું હોય!

આ જાત્રામાં પાછી એક આગળ જતાં કેટલાક વળી પરિક્રમા કે વનયાત્રા કરવા જાય છે. ત્યાંની અનેક હકીકતો પણ આવીને આવીજ હોય છે. એટલે વધુ વિસ્તારથી લખવા જરૂર નથી. વાસ્તવિક રીતે વિચારતાં આ રીતે આ સંપ્રદાયમાં જે જાત્રાનું પ્રયોજન તે લેશ પણ સચવાતું નથી ઉલટું બંધનમાં પડાય છે. વળી જેઓ યોગ્ય અધિકારી નથી તેવાઓને ધન આપી ધનનો સદ્વ્યય નથી કરી શકતા. અનીતિને ઉત્તેજન મળે એવી રીતનું સર્વ બને છે અને સ્ત્રી પુરૂષોના ચારિત્રો દુરાચારી ને ભ્રષ્ટ વધુ બનવાના સંભવો રહે છે. આની અસર પ્રગટ અપ્રગટ સંસાર વ્યવહારપર કંઇ જે તે ન હોઇ શકે.

શાસ્ત્રમાં સત્યજ કહ્યું છે કે;–

*सत्यं तीर्थं क्षमा तीर्थं तीर्थ मिन्द्रिय निग्रह ।
सर्व्व भूत दया तीर्थं तीर्थमार्ज्ज व मेवचः ॥ १ ॥
ज्ञान तीर्थं धृतिर्स्तीर्थं मनस्तीर्थं उदादतम ।
तीर्थ्यां नापपित्तीर्थं विशुद्धि मनसः परा ॥ २ ॥

* અર્થ:–સત્ય એજ તીર્થ છે, ક્ષમા એ તીર્થ છે, ઈન્દ્રિયનિગ્રહ એ તીર્થ છે, બધા પ્રાણીઓ ઉપર દયા રાખવી એ તીર્થ છે, નમ્રતા રાખવી એ તીર્થ છે, જ્ઞાન, ક્ષમા, ઉદારપણું, મનનું વિશેષે કરી શુધ્ધ થવું તેજ પરમ તીર્થ છે–અર્થાત ઉપર કહેલા ગુણો જે સ્થળ અને મનુષ્યોમાં છે તેજ તીર્થરૂપ છે.



# પ્રકરણ ૯ મું.

## પુષ્ટિમાર્ગનો મોક્ષ.

આ પ્રકરણમાં મોક્ષ શું એની કંઇ વિસ્તારી શાસ્ત્રીય ચર્ચા નથી કરવાની. તેમજ આ સંસારમાં દેહ અંતસ્થ જીવનું સ્વરૂપ વિચારી તેથી અન્ય સ્થિતિમાં એનાથી વધુ ઉચ્ચતર સ્થિતિ એ જીવ પ્રાપ્ત કરી શકે છે તે બાબતનું ઉંડું નિરીક્ષણ પણ નથી કરવાનું. દુનિયામાં જે જે પંથ, સંપ્રદાય કે ધર્મ ઉત્પન્ન થયા છે તે પ્રત્યેક ધર્મના સિદ્ધાંતમાં જીવનો મોક્ષ થવાની તરેહવાર કલ્પનાઓ જોડી કાઢી છે. મોક્ષનો પોતપોતાના સિદ્ધાંતની ભાવના મુજબ વિવિધ અર્થો કરવામાં આવે છે પણ સામાન્ય રીતે જીવને જન્મમરણાદિકનું જે મહા દુઃખ ભોગવવું પડે છે તેમાંથી છૂટી પરમ આનન્દ પ્રાપ્ત કરવો એમ માનવામાં આવે છે.

આપણે આ પ્રકરણમાં, આ સંપ્રદાયમાં મોક્ષ કેવી રીતે માનવામાં આવે છે તે ટુંકમાં જોઇશું.

આ સંપ્રદાયવાળા બહુધા શાંકર સિદ્ધાંતિઓપર આક્ષેપ કરી પોતાનો મત કલ્પે છે. શાંકર સિદ્ધાંતમાં જ્ઞાને કરી, અજ્ઞાન દૂર થવાથી, મૂળ સ્વરૂપનું જ્ઞાન થવાથી જીવનો મોક્ષ સ્વીકારવામાં આવે છે. તે સંબંધમાં એ લોક કહે છે કે જીવનોજ નાશ થાય તો પછી તે મોક્ષ શાનો? એતો એ જીવને સુખ પણ નહીં ને દુઃખ પણ નહીં. કેવળ જીવજ બ્રહ્મમાં લીન થઇ ગયો એટલે જીવજ મરી ગયો, તો એ મોક્ષ કંઇ કામનો નહીં. પણ જીવ કાયમ રહે ને ત્હેને અખંડ સુખની હમેશ સુધી પ્રાપ્તિ રહે ત્હેનું નામ મોક્ષ છે.

એઓ માને છે કે અમારા માર્ગમાં જે આવશે તે મુઆ પછી "ગોલોક" નામના ધામમાં જશે. ત્યાં તે જઇ હમેશ શ્રી કૃષ્ણની સેવા કરી અખંડ રાસક્રીડાનું સુખ ભોગવશે. એમ એઓએ મોક્ષ કલ્પ્યો છે. કહે છે કે ત્યાં નિત્ય તૃપ્તિ રહે છે,

કોઇ વાતની ઉપાધિ નથી. પુરૂષ કરતાં સ્ત્રીઓની કામવાસના કહે છે ૭ ગણી કે પ્રબલ હોવાથી તેઓને વધારે સુખ પ્રાપ્ત થાય છે, આથી પુષ્ટિમાર્ગમાં જે શિષ્યો આવશે તે મૃત્યુ બાદ ગોપી થશે અને ગોલોકમાં જશે. ત્યાં જઇ શ્રી કૃષ્ણ સાથે અથવા ત્હેના અંગમાંથી બીજા સ્વરૂપો વા ગોપો નીકળીને તેમની સાથે અખંડ રાસક્રીડા કરશે. તેથી તે જીવોને અત્યંત પરમસુખની પ્રાપ્તિ થશે.

વલ્લભાખ્યાન નામનું કાવ્ય એ માર્ગમાં બહુ ઉત્તમ ગણાય છે તથા વૈષ્ણવો ત્હેને ઘણાં પ્રેમથી હમેશ ગાય છે. ત્હેમાં કહ્યું છે કે સ્વર્ગાદિક અનેક લોક છે અને ત્હેમાં પરમેશ્વરની આવી આવી ઘણી લીલા છે પણ,

• ते थकी पुरुषोत्तम अलगा लीला अचल विहारजी।
ब्रह्मज्ञानी ने मोक्षमारगी स्वप्ने नही वेवारजी ॥

ઇત્યાદિ ત્યાંનું ઘણુંક વર્ણન કરી કહ્યું છે કે બધા લોકથી પુરૂષોત્તમના લોક અળગા છે. ત્યાં તે અચળ વિહારની લીલા કરે છે. તે પુરૂષોત્તમ સાથે બ્રહ્મજ્ઞાની અને મુક્તિમાર્ગીને સ્વપ્ને પણ વ્યવહાર નથી ઇત્યાદિ. એ આખ્યાનોમાં એ લોકો ગોલોકનું ઘણુંએક વર્ણન કરે છે.

બીજું એક ‘પવિત્રા મંડળ’ નામે એ માર્ગનું પુસ્તક છે ત્હેમાં પણ ઉપર લખેલી ગોલોકની વાતોનું સવિસ્તર વર્ણન છે. ત્હેમાં પણ બધી એવીજ રાસક્રીડાની વાતો લખી છે.

એ શિવાય બીજાં કેટલાક પુસ્તકોમાં પણ છુટીજવાઇ મોક્ષ સંબન્ધી હકીકત મળે છે પણ દ્વાદશકુંજ નામનું એક પુસ્તક છે ત્હેમાં તો એ લીલાજ વર્ણવેલી છે. આ પુસ્તકની ઉત્પત્તિ કેવી વિચીત્ર છે તે જોશું. ત્હેમાં વલ્લભાચાર્યજીના પુત્ર વિઠ્ઠલનાથજી અર્થાત ગુસાંઇજી જાણે અજ્ઞાન હોય તે ઢપે લખે છે કે ગુસાંઇજી ને કૃષ્ણદાસ અધિકારીએ શ્રીજીના દર્શન બંધ કરી મૂક્યા હતા. તે વખતે ગુંસાઇજી આમતેમ રખડી વખત પૂરો કરતા. એક દિવસ આચારજીની બેઠકમાં દામોદરદાસ હરશાની દર્શન કરવા ગયો હતો

તેમણે ગુંસાઇજીને રડતા જોયા, આથી તેણે હેને સહમજાવી રડતા બંધ કર્યા, અને કહ્યું કે આમ રોવામાં કંઇ વળ્યું? ચાલો કંઇ ઉપાય કરીએ. ગુંસાઇજીએ લાગ જોઇ કહ્યું કે તમારા બાપનું સરામણું મ્હેં તમને અમુક દિવસે કરાવેલું હેની દક્ષણા આપવાની કહેલા તે આપી નથી તે આપો. આપરથી દામોદરદાસે કહ્યું કે મારી પાસે બીજું તો કંઇ નથી પણ મહા પ્રભુજીએ આપણા માર્ગનો સિદ્ધાંત મ્હને કહેલો છે તે કહો તો આપું. આ વાત ગુંસાઇજીએ સ્વીકારવાથી દામોદરદાસે તે કહેવાનું પ્રારંભ કર્યું. તેમાં આ સંબન્ધમાં કહે છે કે પુષ્ટિમાર્ગી વૈષ્ણવ કોઇ મૃત્યુ પામે છે કે તત્કાળ હેને વાસ્તે એક ગોપિકા (સ્ત્રી) નું ખોળીયું તૈયાર કરી મૂકેલું હોય છે હેમાં તે પ્રવેશ કરે છે. પછી તરતજ હેને ગોલોકની ચાર ગોપીઓ તેડવા આવે છે. તે તેડીને લઇ જાય છે. રસ્તામાં કેટલાક લોક (સ્વર્ગાદિ લોક) આવે છે તે દેખાડતી દેખાડતી તે ગોપીઓ પેલી નવી ગોપીને લઇ જાય છે. તે પછી વચમાં એક મોટી પાજ આવે છે. તે ઉપરથી પાંચે જણી ચાલી જાય છે. પાજની બન્ને બાજુઓમાં મ્હોટી મ્હોટી ખાઇઓ હોય છે. તે ખાઇઓમાં અનેક સુંદર સુખમય સાધનો સહિત સુંદર પુરૂષો રહેલા છે. (આ પુરૂષો તેમજ હેમનાં સુખ સાધનોનું કેટલુંક વર્ણન છે.) હવે આ નવો જીવ ગોલોકમાં જતાં જતાં આ જોઇ લલચાઇ તો તરત હેમાં પડી જાય અને ત્યાંના દેવતાઓ સાથે સુખ ભોગવે છે, પરંતુ જો હેમનું મન ડગે નહીં તો તે જીવ તે ચાર સ્ત્રીઓ સાથે પેલે પાર ઉતરે છે અને ત્યાંથી થોડું ચાલે એટલે ગોલોક ધામ આવે છે. તે ગોલોક ધામની કાંતિ કરોડો સૂર્યના જેવી છે. ત્યાં રત્ન જડીત મહેલ છે. વૃંદાવન છે. યમુના નદી છે. મોર છે. ત્યાં તે જીવને શ્રી કૃષ્ણ તથા સ્વામિનીજી સન્મુખ લઇ જવામાં આવે છે. પછી તે જીવને બધું ગોલોક દેખાડવા તેઓ ચાર ગોપીઓને આજ્ઞા કરે છે. પછી બધું બતાવી કૃષ્ણ સન્મુખ પાછો લાવવામાં આવે છે. પછી સ્વામિનીજી પાસે લાવવામાં આવે છે. પછી સ્વામિનીજી તે જીવ જે કુંજમાંથી વિછુરી (વિખૂટો થઇ પૃથ્વી ઉપર પડ્યો હોય તેજ કુંજમાં પાછો

દાખલ કરવાની તે ગોપીઓને આજ્ઞા કરે છે. તે પ્રમાણે તેઓ તરે છે. કોઇ પુસ્તકમાં લખે છે કે પુરૂષમાં શ્રી કૃષ્ણ એકલાજ છે તે ગોપીઓ સાથે અનેક પ્રકારની રાસક્રીડા કરે છે; કોઇક પુસ્તકમાં લખે છે કે શ્રી કૃષ્ણ પોતાના અંગમાંથી કરોડો ગોપો ઉત્પન્ન કરે છે. તે ગોપો એક એક ગોપી સાથે અખંડ રાસક્રીડા કરે છે. એટલુંજ નહીં પણ તેની વિગતો તેમજ દુતીકર્મોના વર્ણન પણ જોવામાં આવે છે.

આટલું સંક્ષિપ્ત વર્ણન વાંચવાથી ખાતરી થશે કે આ પ્રકારનો મોક્ષ કેવળ અશાસ્ત્રીય છે. એ માર્ગની દેવસેવાના પ્રકરણમાં આપણે વૈષ્ણવોએ કેવી રીતે સેવા કરવાની હોય છે તે વિચારી ગયા અને તે સેવકો કે ભક્તો મૃત્યુ પામ્યા બાદ આવી રીતે સ્ત્રી બને અને તેમને ગોપિઓ બધે ફેરવતી ફેરવતી આમ લઇ જાય વિગેરે જે કથન આપણે જોઇ ગયા એ મોક્ષ તે કેવો વિચીત્ર ને હાસ્ય જનક લાગે છે. સ્ત્રીનો અવતાર ધરવો પછી ત્હેનું ગોપી સાથે ફરવું તેમજ કુંજમાં બાર સ્ત્રી સરદારની આજ્ઞામાં રહેવું વિગેરે મોક્ષની કલ્પનાઓ કેવલ બાળખેલ જેવી લાગે છે. આ કલ્પનાજ કંઇ વિચીત્ર ભ્રાંતીજનક છે. સંસારીને વધુ સંસારી બનાવી પરલોકમાંયે કામવાસનાની તૃપ્તિની વાત લાવે છે. ત્યાંયે બીજો કશો ધંધો કરવાનો નથી. જીવને જ્ઞાને કરી સચ્ચિદાનંદ પ્રાપ્તિ નહીં પણ ત્યાંયે સર્વ ઇંદ્રિયો ને વાસનાની તૃપ્તિ. જીવતાં જીવત ગુરૂઓની અનેક ચેષ્ટાઓ જોઇ ભાવકડીઓ કહેશે એ તો વ્હાલો સુખ દે છે અને મુઆ પછી તો સ્ત્રી પુરૂષ બધા જીવોની ગતિ અને મોક્ષ ઉપર આપણે જોઇ ગયા. ઘણા લેખકો હાલના જમાનામાં આવી વાતોને જે રૂપમાં લખેલી છે તે ઉડાવી અનેક મનમાનિત રૂપકો કલ્પી અનેક તરેહના અલંકારમાં ને આધ્યાત્મિક અર્થમાં ઘટાવવા પ્રયત્ન કરે છે, અને એવું બતાવવા પ્રયત્ન કરે છે કે એમાં ગૂઢ તત્વચિંતન રહેલું છે પણ ઉપરની હકીકત જે માત્ર ટુંકમાં જોઇ એ હકીકત તેમજ અન્ય અનેક વર્ણનો જોશે તો પછી ભાગ્યેજ કોઇ ઉંડી ફીલસુફીના અલંકારના પડ ચઢાવશે. અલંકારો સાહિત્યમાં આવે છે. રૂપકો પણ વર્ણનોમાં પ્રાસંગિક ગણાય છે અને તે

પ્રત્યેક સાહિત્યમાં હોય છે. પણ બધેજ મનમાનિત તરંગી કલ્પનાઓથી ઘટાવી આકાશ પુષ્પોમાંથી વાસ પ્રાપ્ત કરવાની આશા રાખવી એ માનસિક શક્તિઓની દુર્બળતા કે દુરૂપયોગ છે.

ઘણીવાર લેખકો પ્રાચીન મહાપુરૂષોને પણ આવી રીતે અલંકારમાં વર્ણન કરે છે અને ફલાણું તે માયા ને નાડી, ને ફલાણો તે આત્મા ને, ફલાણી તે બુદ્ધિ ને ફલાણું તે આ, પણ તે વખતે વિસ્મરણ કરે છે કે શું ત્યારે એ ઐતિહાસિક પાત્રો થયાજ નહોતા? અને મોક્ષ પ્રકરણની ઉપલી હકીકતમાં તો આની વધુ ઉંડી ચર્ચાની પણ જરૂર નથી. સાદી દ્રષ્ટિયે એની અશાસ્ત્રીયતા તરત સ્હમજી શકાશે.

---

## પ્રકરણ ૧૦ મું.

### આ માર્ગવાળાએ કરેલી બીજા માર્ગવાળાની નિંદા.

આ દેશમાં પ્રત્યેક આસ્તિક હિંદુના મનમાં ધાર્મિક જીવન એજ વાસ્તવિક જીવન છે એવી દઢ માન્યતા રહેલી હોય છે. મનુષ્ય જાતિનો હીન અવસ્થામાંથી ઉદ્ધાર કરવા માટે ધર્મના પુનરૂદ્ધારની આવશ્યકતા ખાસ સ્વીકારવામાં આવે છે; પરંતુ મૂલ વૈદિક ધર્મના વિપ્લવ અને વિનાશ પછી બુદ્ધ ધર્મથી માંડી અત્યાર સુધીના જેટલા પંથ સંપ્રદાયો નીકળ્યા તે સર્વેયે પોત પોતાના પંથને ઉંચો માની અન્ય માર્ગને જરા નીચો ઠરાવવા પ્રયત્ન કર્યો છે, અને તેમ કરી ભોળા શિષ્યોને ભમાવવા પરમતની નિંદા કરવાનું ચુકયા નથી.

અત્યાર સુધી આપણે આ પંથની જે કેટલીક હકીકત વિચારી તે પરથી એટલી તો ખાત્રી થાય છે કે એમાં કંઇ ખાસ ધર્મજ્ઞાન આપવામાં આવતું નથી. માત્ર અમુક ખેલના દર્શન

કર્યા કે કરાવ્યા શિવાય વિશેષ કશું નથી. તત્વજ્ઞાનની શાખામાં ફેર છે અને તે શુદ્ધાદ્વૈતિ છે પણ તેમાં વિચાર ભેદ એ જ્ઞાનચર્ચાનું કારણ બને છે તેથી નિંદાની આવશ્યકતા રહેતી નથી. છતાં શંકરાચાર્ય સરખા તત્વવેત્તાની પણ સખ્ત નિંદા કર્યા શિવાય રહ્યા નથી. દેશમાં પરરાજને લીધે તેમજ મતાંતર સહિષ્ણુતા વધવાથી તેમજ પરસ્પર વ્યવહારિક સંબન્ધને લીધે અને પોતાના ધર્મવિચારો ને સિદ્ધાંતના અજ્ઞાનને લીધે આજે જોકે બધા એક જેવા દેખાય છે છતાં જો પુસ્તકો જોવામાં આવે તો કેટલા ને કેવી નિંદા કરવામાં આવી છે તે જાણવામાં આવે. આટલા ઉપોદઘાત પછી એ માર્ગવાળાએ કયા કયા માર્ગવાળાની નિંદા કરી છે તે જોઇશું.

## ૧ શાંકર સિદ્ધાન્ત.

વલ્લભાચાર્યનો મોટામાં મોટો શત્રુ તે શંકરાચાર્ય છે. આનું સામાન્ય કારણ એ છે કે હિન્દુસ્થાનમાં શંકરાચાર્યનો સિદ્ધાન્ત સૌથી અધિક પ્રબળ છે. એમાંની ઘણીક બાબતો વેદાનુકુલ પણ છે તેમજ એમાં શાસ્ત્રાધ્યયન કરવા તેમજ જ્ઞાન, યોગ વિગેરે સંબન્ધી ઠીક બોધ પણ છે. આને લીધે વલ્લભવંશીઓને ભય લાગ્યો કે જેઓને પોતાના મતમાં ખેંચી લીધા છે તે જો વખતે શંકર મતાનુયાયિની વાત સાંભળે તો તે તરત વિરૂદ્ધ થઇ જાય આ માટે પુષ્કળ નિંદા કરી છે. શાંકર સિદ્ધાંતીઓ આ બધું ભુલી ગયા તેનું કારણ ઉપર આપણે લખી ગયા છે વળી વલ્લભી સંપ્રદાયના આવાં પુસ્તકો તેઓમાં જોઇએ એટલાં પ્રચરિત નથી, તેમજ શાસ્ત્રવિચારના પુસ્તકો વાંચવાનો શોખ સામાન્ય લોક વર્ગમાં છે નહીં, અને બ્રાહ્મણ જેવી ભિક્ષાવૃત્તિપર જીવનારી આશ્રિત કોમમાંજ શાંકર સિદ્ધાંતિઓ વિશેષ છે. ગુસાંઇજીએ વિદ્વનમંડન ગ્રંથમાં ગાલિપ્રદાન કરેલું છે એ આગળ જોઇ ગયા અને લખે છે કે **शंकर प्रच्छन्न बौद्धोसौ भ्रांतोसौ निरंकुश तत्वाते तुंडस्य** ઇત્યાદિ. વળી અષ્ટાક્ષરની ટીકામાં ગુસાંઇજીએ કહ્યુ

છે કે, जाके कंठमे वा हस्तमे रुद्राक्षकी माला होय वे मृतक समान है. वाको स्परस हो जाय तो सचैल स्नान करनो पडे ઇત્યાદિ. કહેલું છે. એટલુંજ નહિં પણ અનેક તરેહની વાતો જોડી કાઢેલી છે જે સર્વ અહીં આપવી બને એમ નથી. વળી '**દ્વારકેશજીની ભાવના**'માં મહાદેવજી વિષે આ પ્રમાણે વિચાર જણાવ્યા છે. " शिवरात्रीको उपवास सर्वथा न करनो, और उद्देश करिकें शिवालयमां जावनोहुनाहि, सहजीक शिव दीसे होय तो हाथ जोडीके जय श्री कृष्ण करनो, यत्र भक्त हें या तें और पुष्टी मारगीय भगवदी अपनो स्वरुप विचारे तो शिव आपु तें या वो जय श्री कृष्ण करहें, या तें जो शिवकों चतुरथ जो ध्यान भक्तिसोम ा की भई और पुष्टी भक्तनको नव भक्तिनो आत्मनिवेदन तांई सो पुष्टी की इ ता तें शिव यांकी प्रणिपत करे, ओर उद्यम करि के शिवालयमें जाय तो शिवको यह आज्ञा हय जो जीवको बहिर मुख करो ता तें न जयें " અર્થ સ્પષ્ટ સમજાય એવો છે. શિવને તો માત્ર ચતુર્થ ધ્યાનભક્તિ તે મર્યાદા માર્ગની સિદ્ધ થયલી તે તો આ પુષ્ટિમાર્ગીને પ્રણિપત કરે ને તે છતાં જાય તો શિવને આજ્ઞા છે કે જીવોને બહિર્મુખ કરવા માટે ન જવું.

શિવપૂજનની પણ આ પ્રમાણે નિંદા કરવામાં આવી છે અને '**દ્વારકેશજીની ભાવના**'માં વૈષ્ણવોને ભમાવવા કલ્પિત વાતો લખી છે. આ બધી અસભ્ય એટલી છે કે જાહેરમાં મૂકવા યોગ્ય નથી. શૈવમતની પૂજાની કેટલાક અસભ્ય કલ્પનાની વાતો શૈવ ગ્રંથમાં કેવળ નથી એમ તો નથી પણ વૈષ્ણવોએ તેમાં અતિશયોક્તિ કરીને રૂપ મૂળ કરતાં ઘણું વધારે ખરાબ આપ્યું છે.

## દેવી મતની નિંદા.

હિંદુસ્થાનમાં દેવી પંથ પ્રબળ છે. તે માર્ગમાં ખાનપાના દિકની (અભક્ષ્ય અપેય મૂકીને) તથા રાસલીલાની બાબત પુષ્ટિ માર્ગને મળતી છે. તેથી પોતાના વાડામાં પૂરેલા શિષ્યો તે માર્ગમાં નાસી ન જાય તેવી યુક્તિઓ પણ બહુ કરી છે, અને દેવીને પોતાથી હલકી ઠરાવીને તેની ઝાટકણી કાઢી નાંખી છે.

નીજ વાર્તાદિ પુસ્તકોમાં આ સંબંધમાં અનેક તરેહની નિંદાથી ભરેલી વાર્તાઓ લખી છે વિસ્તાર ભયથી આપી શકતા નથી. વળી પુષ્ટિ માર્ગમાં એક ધોળ ગાય છે કે "जे वैष्णवे कीधी एवीरे, जई कुवामां नाखी देवीरे" વિગેરે. આ બધી વાતો એવી છે કે ન્હાના બાલકને પણ માનતા અચકાવું પડે એવી હાસ્યજનક છે.

## રામાનુજ સંપ્રદાયની નિંદા.

આ પછી હવે રામાનુજ સંપ્રદાયને સપાટામાં લે છે તે જોઇએ. રામાનુજ સંપ્રદાયનો પગદંડો સારી રીતે પ્રવેશલો છે. આ સંપ્રદાયમાં વિદ્વાનોની સંખ્યા પણ પ્રમાણમાં ઠીક છે. તેઓના મંદિરોમાં ધર્મચર્ચા, પોથી શ્રવણ વિગેરે કાંઇ ને કાંઇ થતું રહે છે. શ્રી રામચંદ્રજીને પુસ્તકોમાં ભગવાન કહેલા છે તેમ એ માર્ગમાં નીતિ રીતિ પણ કેટલેક અંશે સારી છે. આ કારણોને લીધે પુષ્ટિ માર્ગીએ જાણ્યું જે આ સંપ્રદાયમાં જો આપણા શિષ્યો જાય તો આપણાપરથી ભાવ ઉતરી જાય, તેથી ત્હેના ઇષ્ટદેવ રામચંદ્રજીને હલકા ઠેરવવા એઓએ પ્રયત્ન કર્યા છે. પુરાણોમાં તેમજ મહાભારતાદિ પુસ્તકોમાં રામચંદ્રજીને સાક્ષાત્ ભગવદાવતાર તરીકે ગુણગાન કરેલા છે એટલે ત્હેમને આ બધા પુસ્તકો ખોટા ઠેરવી કે ત્હેમાં ફેરફાર કરી હલકા ઠેરવી શકાય નહીં માટે બીજી યુક્તિ કરી છે. પોતાના પુસ્તકમાં રામચંદ્રજીને મર્યાદા માર્ગી માની પંદર કળાના અવતાર તરીકે સ્વીકાર્યા છે ને કલ્પિત વાતો ઉપજાવી છે. નિજ વાર્તામાં લખે છે કે શ્રી આચાર્યજી મહાપ્રભુજી એક વખત અયોધ્યામાં પધાર્યા. ત્યાં રામચંદ્રજીને મળવા ગયા. તે વખતે રામચંદ્રજીએ ઉઠી ઉભા થઇ "પૂર્ણ પુરૂષોતમાયનમઃ" કહીને ત્હેમનું સન્માન કર્યું, અને હાથ જોડી ઉંચા આસનપર બેસાડયા. વળતાં વલ્લભાચાર્યજીએ "મર્યાદા પુરૂષોતમાયનમઃ" કહી હાથ જોડયા નહીં. આપરથી હનુમાનને શંકા થઇ ને વલ્લભાચાર્યજી ગયા પછી રામચંદ્રજીને પૂછ્યું તો રામચંદ્રજીએ ઉત્તર આપ્યો કે તું એની પાછળ જા એટલે ત્હને કારણ સ્હમજાશે. હનુમાને તે પ્રમાણે કર્યું અને ત્યાં

જઇ જુએ છે તો જાણ્યું કે રામચંદ્રજી તો અહિં છે. પાછો ઝટ રામચંદ્રજીના ઘરમાં જઇ જુએ છે તો ત્યાં પણ બેઠેલા જોયા. પછી રામે પૂછ્યું શું જોયું? તો હનુમાને કહ્યું મહારાજ સર્વત્ર આપ બિરાજો છો. આ પરથી રામચંદ્રજીએ ખુલાસો કર્યો કે મ્હારા કરતાં એ વિશેષ તેથી એ મ્હારૂં રૂપ લઇ શકે છે અને હું એનાથી એટલો ઓછો તેથી એનું રૂપ મ્હારાથી ધારણ થઇ શકતું નથી. આપરથી બિચારો હનુમાન તો પૂછડું ઘાલી બેસી રહ્યો.

હવે આ વાત વિષે શું લખવું? વિચારતાયે નથી જે રામચંદ્રજી તો છેક ત્રેતાયુગમાં થઇ ગયા ને સ્વધામ ગયા ત્યારે અયોધ્યાના સઘળા જીવોને સાથે લેતા ગયા ત્યારે ચારસો વરસપર થયલા વલ્લભાચાર્યજી એમને અયોધ્યામાં શી રીતે મળ્યા! આથી અધિક ગપ્પાષ્ટક તે શું હોય?

## રાધાવલ્લભી અથવા ગોડીઆ ગુસાંઇને સંપ્રદાય.

બંગાળના રાધાવલ્લભી સંપ્રદાયમાંથી આ લોકોએ ચોરી કરી પોતાનો પંથ ઉભો કર્યો છે. ત્હેના ઘણા ખરા કૃષ્ણભક્તિના સંગીતમય શૃંગારી પદો અને વાતોની ચોરી કરી પોતાના સંપ્રદાયમાં દાખલ કર્યાં છે. છતાં ત્હેને હલકો પાડવા યત્ન કર્યો છે. જ્ઞાન સાહિત્યમાં તે પંથની નકલ હોવાથી તો તેમ ન બને ત્યારે બીજી યુક્તિ અજમાવી છે. રાધાવલ્લભીનો પ્રથમ આચાર્ય કૃષ્ણ ચૈતન્ય થઇ ગયો છે. ત્હેના સંબંધમાં નિજ વાર્તામાં લખે છે કે એક સમયે ચૈતન્યને વલ્ભાચાર્ય સાથે સંવાદ થયો. ત્હેમાં ચૈતન્ય હારવા ઉપર આવ્યો ત્યારે વલ્લભાચાર્યને મુઝાવવા પ્રશ્ન કર્યો કે 'તુમ રામકૃષ્ણમેં ભેદ કયો ગિનતે હો, ત્યારે વલ્લભાચાર્યે કહ્યું 'હમારે તો કૃષ્ણ કૃષ્ણમેં ભેદ હૈ તો ફિર રામકૃષ્ણ કી કહા કથા કહની' ત્યારે 'ચૈતન્ય શરમાઇ ગયો ને પગે લાગ્યો અને આપ બડે હો કરી ચાલ્યો ગયો' આ વાતમાં પાછું એજ વિચારવાનું કે ચૈતન્યને સાતસો વર્ષ થઇ ગયા ને વલ્લભાચાર્યને તો ચારસો થયા તો આ શી રીતે બન્યું?

આ પ્રમાણે એઓએ દેશ, કાળ, સમયભેદનું કે કોઇપણ જાતનું અંતર ધ્યાનમાં રાખ્યા શિવાય સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મરજીમાં આવે તેમ તાલમેલ લગાવી લખી માર્યું છે. આ પ્રમાણે એ લોકોના પુસ્તકમાં સ્વાર્થ સાધવા માટે સૃષ્ટિક્રમ વિરૂદ્ધની ઠેકાણા વગરની અનેક વાતો ભોળાને ભમાવવા અને અંધ શ્રદ્ધાળુને અજ્ઞાની બનાવવા લખવામાં આવેલી છે.

## આ માર્ગમાંથી ફુટેલા ફાંટા.

સંપ્રદાયના શરૂઆતના કાળમાં કુટુમ્બ ક્લેશ કે અતિશય સ્વાર્થના કારણે એ માર્ગમાં કેટલાક ફાંટાઓ પણ પડયા હતા. તે સંબન્ધી થોડી વિગત લખીશું.

૧ એ માર્ગના મૂળ પુરૂષ વલ્લભાચાર્યજી અથવા આચાર્યજી મહાપ્રભુજી તે સ્થાપક છે. માર્ગનું નામ પુષ્ટિમાર્ગ રાખ્યું એટલે એમાં વેદશાસ્ત્રની, વર્ણાશ્રમની, કે લોકવ્યવહારની કાંઇ પણ જરૂર નથી. મૃત્યુ બાદ ગોલોક પ્રાપ્તિ માને છે. આ સર્વનો છેલ્લે છેલ્લે ત્યાગ કરી પોતે દંડી સંન્યાસી થયા. વર્ણાશ્રમ સાથે પુષ્ટિમાર્ગને હાડવેર છે. વિદ્વાન મંડનમાં ત્હેનું પુષ્કળ ખંડન કરવામાં આવેલું છે.

જે માર્ગ માટે જીવણજી મહારાજે કહેલું કે 'आख्यात चेदतें अधिक है' અને 'પુરણ પુરૂષોત્તમ' સાથે 'ब्रह्मज्ञानी ने मोक्षमार्गी स्वप्न नहि व्यवहारनी' ત્હેનો ત્યાગ કરી દંડી સંન્યાસી થયા એ કેવું અજાયબી ભર્યું છે, અને હાલના મહારાજો તો કોઇ સંન્યાસી થતા નથી. તો સંપ્રદાયમાં સત્ય સિદ્ધાન્ત કયો ત્હેનો વિવેક વાચકેજ કરવો.

૨ ગુસાંઇજીના છોકરા ગોકુળનાથજીએ પોતાનો પંથ જુદો ચલાવ્યો છે. તેમાં સેવકને એમ મનાવ્યું છે કે મારા શિવાય કોઇને માનવું નહીં. તે એટલે સુધી કે શ્રી કૃષ્ણ સુદ્ધાંને પણ માનવું નહીં. આ બાબતમાં વૈષ્ણવને એમ સ્હમજાવ્યું છે કે

"ગોકુળનાથજી જનમ્યો ત્યારે ગુસાંઇજી સેવામાં હતા કોઇ માણસે આવી ખબર આપી કે મહારાજ પુત્ર જન્મ થયો. ત્યારે ગુસાંઇજીએ કહ્યું કે મ્હને સેવામાં વિઘ્ન કર્યું (એટલે જન્મનું અશૌચ થયું એટલે સેવા ન થાય) તેથી એ પુત્ર પોતાનો માર્ગ જુદો ચલાવશે એ કારણથી જુદો ચલાવ્યો.' જુઓ કેવી હસવા જેવી વાત છે? આ સંબંધમાં એ મતના ખાસ જાણીતા એક પંડિત જણાવે છે કે "વલ્લભાચાર્યજીકી સંપ્રદાય મેંસે નીકલી હુઇ યહ એક બડી પ્રબલ શાખા હૈ જાશેં ગુજરાત મેં બહુતેરે આદમી વ્યાપ્ત હો રહા હૈ–ઇસ મત કે માનને વાલે એક પ્રકાર કે શુદ્રા વા બનીએ લોગ હે. કહતે હૈ કે વલ્લભાચાર્યજી કે પૌત્ર ગોકુળનાથજી કે શિષ્ય મોહનદાસ નામ કે મુખ્ય, ઔર વલ્લભદાસ, સુંદરદાસ પ્રભૃતિ તદનુયાયિ લોકોને ઇસ સંપ્રદાયકી સ્થાપના કીયા હય. ઇનકે ઇષ્ટ દેવતા વહી ગોકુળનાથજી કું માનતે હે; ઔર શ્રી કૃષ્ણ, બલદેવ, વલ્લભાચાર્ય. વિઠ્ઠલનાથ (ગુંસાંઇજી) સબ ઉનકે નોકર. આપસે બડા કોઈ નહીં. સ્વયં શ્રી કૃષ્ણ ઉનકે દ્વારાપાલ ઠરાયા હે, ધર્મ ગ્રંથ ઉનકે ગુજરાતી ભાષામાં હે............વિવાહ કેવલ અંગ્રેજોકી ભાંતિ હાથહી પકડ કર, કર લેતે હે. ઔર મરણ મે કેવળ શબ દાહ કર લે તે હે; ક્રિયા કુછ નહીં કરને,...... ઇત્યદિ ઇત્યાદિ.

૩ ગોકુળનાથજીનો ભત્રિજો ગોપાળલાલ કરીને હતો તેણે વળી જુદો પંથ કાઢયો છે. તે વળી પોતાનેજ મનાવે છે. પંથ નવીન ચલાવવાનું આમ કારણ ગણાય છે. એ ગોકુળનાથજી સાથે એક વખત ભરૂચ ગયો. ત્યાં ગોકુળનાથજીના ઘોડાપર બેસીને જતો હતો. રસ્તામાં ગોકુળનાથજીના સેવક મળ્યા તેણે એને હાથ ન જોડયો ને ગોકુળનાથના ઘોડાને દંડવત કર્યાં તે પરથી એને ઇર્ષા થઇને કેટલાક ને સ્હમજાવી શિષ્યો કર્યા ને એ રીતે માર્ગનું સ્થાપન કર્યું. એણે પોતાને હાથે ધોળકામાં વડનું ઝાડ રોપ્યું છે. બીજા ઢોંગીઓ માફક આ ઝાડના બહુ ચમત્કાર વર્ણવ્યા છે. તે વડને દેવતા પેઠે પૂજે છે, ભોગ ધરાવે છે, આરતી કરે છે, વાગા

વસ્ત્ર પહેરાવે છે. મંત્રોપદેશ લેવો હોય તો સઘળા તે ઝાડ આગળ આવી લે છે.

૪ આસરે સંવત ૧૯૧૫ થી ૧૯૨૦ સુધી એક મહારાજ મુંબઇ આવ્યો હતો તે મહારાજ ત્રિપુંડ ધારણ કરતો, રૂદ્રાક્ષની માળા પહેરતો તથા શિવની ભક્તિકરતો. બીજા મહારાજ તથા કેટલાક વૈષ્ણવો ત્હેને ઘેલો મહારાજ કરી કહેતા પણ તે પોતાના ખરા ભાવથી એ આચારણ કરતો.

૫ કેટલાક મહારાજો વામ માર્ગમાં ગયલા સાંભળ્યા છે. અને ઉંચ વર્ણના હિંદુઓને ખાવા પીવા જેવી ચીજ નહીં તેવી તેઓએ ભક્ષ કરેલી સાંભળી છે અને ત્હેની બહુ બારીકીથી તપાસ કરી ખાત્રી કરેલી છે.

આ પરથી જણાશે કે વેદ કે શાસ્ત્રના જ્ઞાન વગર મરજીમાં આવે તેમ અનેક કારણોને લીધે સ્વાર્થ ખાતર સંપ્રદાય સ્થાપન થયા છે.

## પ્રકરણ ૧૧ મું.

### આચાર્યપદનું અધઃપતન તથા થોડુંક ચારિત્ર દર્શન.

આ પ્રકરણમાં આચાર્યો તથા ગુરૂ કેવા હોવા જોઇએ એની તુલનાત્મક સમીક્ષા કરવાનો પ્રયત્ન કરવા ઇચ્છા નથી. તેમજ પ્રાચીન કાળના વિદ્યાદાન દેનાર આચાર્યો તેમજ શાસ્ત્રીય તત્વ વિચાર અને રહસ્યનું શિક્ષણ આપનાર ઋષિ મુનીઓ સાથે એમની સરખામણી કરવા જેટલી યોગ્યતા પણ એમની નથી. જનસમાજ એવો અજ્ઞાન નથી કે નિત્યના વ્યવહારોપયોગી અને પ્રચલિત નીતિના સામાન્ય સિદ્ધાંતો પણ ન સમજતો હોય. તો પછી મહારાજોની

આ લીલા કેટલી અધમતાએ પ્હોંચેલી છે અને એમના જીવન પૂર્વ-કાલથીજ કેવાં નીતિ શિથલ બની ગયલાં છે તેનાં દર્શન માત્રથી એમની યોગ્યતા સંબન્ધી વિચારવાનું તેમજ તુલના કરવાનું બની શકશે. બહુ કરીને તો જ્યાં યોગ્યતાપર નહીં પણ જન્મદત્ત અધિ-કાર સ્વીકારવા આવે ત્યાં નીતિ શૈથિલ્ય તેમજ અજ્ઞાન, આડંબર, વિગેરેને વધુ અવકાશ રહે છે—અને જ્યાં આ દેહ ધારીઓને ભગવાન, પરમેશ્વર કે પ્રભુ તરીકે સ્વીકારવામાં આવે ત્યાં તો પછી અધિકારનું બાકી શું રહે ?

આ વાતનું થોડાંક દૃષ્ટાંતો આપી સમર્થન કરીશું. પ્રથમ શ્રીમદ વલ્લભાચાર્યજીથીજ શરૂ કરીશું. રજુ નામની ક્ષત્રિઆણી સાથે એમને કેવા પ્રકારનો ગાઢ સંબન્ધ હતો તે નીચેની વાતપરથી સ્હમજાશે. આ ક્ષત્રિઆણી કાઇ કાઇ વખત એમને આરોગાવતી. લક્ષ્મણ ભટ્ટના શ્રાદ્ધને દિવસે વલ્લભાચાર્યજીએ રજુને ત્યાંથી સામગ્રી મંગાવી. રજુએ ના કહી. રાત્રે જ્યારે રજુ સામગ્રી આરોગાવવા આવી ત્યારે એમણે ના કહી, અને મ્હોં ફેરવ્યું. એટલે રજુએ કહ્યું. 'क्यों र आज कहा है' તો વલ્લભાચાર્યે કહ્યું કે 'આજે ઘી મંગાવ્યું તે કેમ મોકલ્યું નહીં'' ત્યારે રજુ બોલી 'मैं क्यों तेरे बापकी लोंडी बांदी हूं जो घी पठवाउं, मेरे तो तासों काम हैं, ले जट अरोगजा.'' આપરથી અનુમાન થઇ શકે એમ છે.

હવે વલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથજી આવે છે. નીજ વાર્તામાં એક અમા ક્ષત્રિઆણીની વાત આવે છે. અમાને રાસલીલા કરવાનો વિચાર થયો. એકાંત મેળાપ ગુસાંઇજી સાથે ન થયો. આથી ગુસાં-ઇજીના બાજરૂમાં છૂપાઇ બેઠી. ત્યાં ગુસાંઇજીએ કહ્યું 'જા ત્હારી ઇચ્છા પૂર્ણ થાવ.' રાત્રે સૂતી વખતે અમાને સ્વપ્ન આવ્યું કે ગુસાંઇજી સાથે ખૂબ રાસલીલા કરી. સવ્હારના ઉઠી પ્રસન્ન થઇ થોડે દહાડે ગર્ભના ચિહ્ન જણાયાં. નવ મહિને પુત્રિનો જન્મ થયો. તે ગંગાબાઇ કરીને હતી તે સર્વ બાળકો કરતાં એનું માન ગુસાં-ઇજી આગળ અધિક હતુ.

હવે ગુંસાઇજીના પુત્ર ગોકુળનાથજી આવે છે. એઓ વડનગર ગયલા ત્યાં નાગર સ્ત્રીને સમર્પણ આપી રાસ રમેલાને તે પરથી

ત્યાંથી પ્રયાણ કરવું પડેલું. આ વાત વિસ્તારપૂર્વક આપી ગયા છૈયે.

વળી વ્રજપાલજી નામના મહારાજ કચ્છ ગયા હતા. તેણે તે વખતે અભડાસા તરફ અનીતિભર્યું વર્તન કર્યું. આ પરથી ત્યાંના મહાજને દરબારને અરજ કરી હદપાર કરાવ્યા હતા.

એક કોઇ વ્રજનાથજી મહારાજે કચ્છ માંડવીમાં ઘણી અનીતિ કરવાથી મહાજને દરબારને અરજ કરી બહુ અપમાન કરાવી ગામ બ્હાર કરાવ્યા હતા.

થોડા વર્ષપર ધીરજી નામના મહારાજની અનીતિ માટે બે દિવસના અપવાસી છતાં એજ દશા થયલી.

વળી પોરબંદરના રાણા સાહેબે દ્વારકાનાથજી નામના મહારાજના દુરાચાર માટે ગામમાંથી કાઢી મૂકી વૈષ્ણવ ધર્મ તજી સ્માર્ત ધર્મ સ્વીકાર્યો હતો.

અહીં મુંબઇમાં ચીમનલાલજીના ભાઇ વલ્લભજી મુસલ્માની વેશ્યા રાખવાના કારણથી વીસ વર્ષ ન્યાત બ્હાર રહ્યા હતા.

કૃષ્ણરાયજી મહારાજ પોતાની અનીતિ માટે ઘણાં વર્ષ સુધી ન્યાત બ્હાર રહ્યા હતા.

ગોકુલોત્સવજીએ એક વ્રજવાસી સ્ત્રી ઉપર હાથ નાંખવાથી તે વ્રજવાસીએ ત્હેના ઉપર તલવારથી વેર લેવા વિચાર કર્યો. આ પછી રૂપિઆ ૨૦૦૦૦ દંડના આપી તે છૂટો થયો હતો.

કાશીવાળા રણછોડજી મહારાજે કચ્છ માંડવીમાં અત્યંત અનીતિ કરવાથી દરબારે ગામનિકાલ કર્યો હતો.

થોડાં વર્ષપર વ્રજપાલજી મહારાજ કોઇ મુસલમાની સ્ત્રી સાથે લઇને ગોકુલ તરફ ફર્યા કરતા અને વૈષ્ણવો દર્શન કરવા જાય ત્હેમને સાડી ચોળી વિગેરે ધરાવવાની આજ્ઞા કરતા તે ઘણા વૈષ્ણવોની જાણમાં છે.

એનો પુત્ર મુંબઇમાં કોઇ વેશ્યાને ત્યાં ત્રણ દિવસ રહ્યો હતો. ત્યાં ખાધું પીધું હતું. આ તો જાહેર વર્તમાનપત્રોમાં પણ આવી ગયું હતું. આ અને આવા બીજા અનેક દૃષ્ટાંતો મળી શકે

એમ છે. ઘણું ખરૂં તો સામાન્ય રીતે સેવકોના જાણુવામાંયે છે. અતિ શ્રદ્ધાળુ કે અંધ શ્રદ્ધાળુ આંખ આડા કાન કરે છે. કેટલાક દુરાગ્રહીઓ આવી હકીકતો વિરૂદ્ધ વિચાર ધરાવનારાના લાભમાં જાય માટે આવી બાબતમાં પણ પોતાની જાંગ ન ઉઘાડવી એવી નૈતિક હીનતા બતાવે છે.

## અન્ય સામાન્ય દષ્ટાંત.

વળી થોડાં વર્ષોપર જીવણજી મહારાજે એક રૂપા માધવજીની બાયડી જે મજકુર મહારાજની માનીતિ હતી ત્હેને ત્હેનો ધણી રૂપો મહારાજની બ્હીકથી દેશ લઇ ગયો, તે સારૂ ભાટીઆ મહાજનૂ ઉપર અતિશય જુલમ કર્યાં. એ વાત મહાજનમાં જે તે વખતે હાજર હશે તે હજી ભુલ્યા નહિ હોય.

થોડા વર્ષપર બુંદીકોટામાં એક અહીંના મહારાજ ગયા હતા. ત્યાં સ્ત્રીનો વેશ લઇ જનાનખાનામાં ગયા. રાજાના દરવાનને આ વાતની ખબર પડી, એટલે તે જયારે નીકળ્યા ત્યારે ખૂબ માર મારી સોનાના કડાં ઉતારી લીધાં. રાજાને આ વાતની ખબર પડી તેથી તે નાઠો. રાજાએ પાછળ પકડવા માણુસ મોકલ્યા પણ એક બીજા મહારાજે સારી પેઠે સ્હમજાવવાથી તે માણ માણ છૂટો થયો. ચીમનલાલ મહારાંજનો જુલમ વળી એથીયે વધુ હતો. એની અનીતિની કથાને તો બાજુએ મૂકીશું. સિંધમાં એક પુષ્કરણા બ્રાહ્મણે મદ્ય માંસાદિ જાહેર રીત કરેલું. ત્હેને પોતાનો ખવાસ બનાવ્યો અને ન્યાતિલાઓને જોરજૂલમથી જમાડવાની તજવીજ કરી. ન્યાતિલાઓએ ના કહી. આથી તેણે આજ્ઞા કરી કે એ બ્રાહ્મણ સાથે જે કોઇ જમે નહિ ત્હેને પોતાના ઘર આગળ ઉભો રહેવા દેવો નહિ, તથા જમાડવો નહિ. આથી આખરે તે બિચારા વૈષ્ણવોએ તેમ કીધું.

થોડા વરસ ઉપર ઇંદોરમાં લસ્કરીલાલ કરી મહારાજ હતા તેણે એક સ્ત્રી રાખી હતી. તે માટે ત્હેની પોતાની સ્ત્રીએ ઠપકો આપ્યો, છતાં મહારાજે આગલી ટેવ ચાલુ રાખી એ વળી ઉપરથી ત્હેને રીસ ચઢી તેથી બિચારી અબળાને મારી. વહુજીએ બૂમ પાડવા

માંડી જે ત્હેની બ્હેનના સાંભળવામાં આવતાં તે છોડાવવા આવી, પણ રૂદ્ર સ્વરૂપ મહારાજે બન્નેને ક્રોધાવેશમાં કાપી નાંખી. આ વાતની રાજાને ખબર પડતા ૫૦૦૦૦ રૂપિઆ દંડ કર્યો.

## વર્તમાનકાલની સામાન્ય સ્થિતિ તથા અર્થપ્રાપ્તિના અયોગ્ય ઉપાય.

ઉપર લખ્યા મુજબના અનેક દ્રષ્ટાંતો જડે છે છતાં અંધશ્રદ્ધાળુ સેવકો એમને જન્મથીજ સાક્ષાત ભગવાન તરીકે સ્વીકારે છે. અને જેમ નંદરાયજીને ત્યાં શ્રી કૃષ્ણના જન્મની ધામધુમ થઇ હતી, તેમ વૈષ્ણવો જન્માષ્ટમિને દહાડે હાલમાં કરે છે. મહારાજો પોતાને ત્યાં બાળકોના જન્મ સમયે ધામધુમ કરે છે. દહીં દૂધ વિગેરે સેવકો ઉપર નાંખે છે. કેટલાએક ભાવિક અને બાયલા સેવકો હીંચો લીયે છે. (હીંચો એટલે, વચ્ચે એક ઢોલકી વગાડે ને ત્હેને ફરતા માણસો ગીત ગાય ને નાચે) પ્રત્યેક વૈષ્ણવ જાણે ભગવાનનો અવતાર થયો હોય તેમ આનન્દ પુર્વક એક બીજાને કહે છે કે શ્રી ફલાણાજીને ત્યાં લાલજી પ્રગટયા, બાળક પ્રગટયા.

એ બાળક મહાપ્રભુજી સુવાવડખાનામાંથી બહાર નીકળતા થયા કે લોકો ત્હેના દર્શન ઘણા ભાવથી કરે, ત્હેના ચરણ સ્પર્શ કરે, અને પોતાથી બનતી સેવા પણ કરે છે. એ બાળ–મહા પ્રભુજી જરા સ્હમજણા થયા કે ત્હેને વૈષ્ણવો પગે લાગવા આવે અને 'જે વ્હાલા! મ્હારા વ્હાલા! આ વલ્લભ રાજકુમાર! પ્રભુ! ઠાકોરજી!' વગેરે અનેક નામથી ત્હેને બોલાવવામાં આવે છે. આમ તેઓ ભગવાનસમ પૂજાય છે. તેઓ પોતે પણ પોતાને ભગવાન તરીકે બોલતા અચકાતા નથી. એમ સાંભળ્યામાં આવ્યું છે કે કાશીવાળા રણછોડજી મહારાજ પાસે કોઇ એમ કહે કે 'ભગવાન કરે તે ખરી' તો તેઓ કહેતા 'હમ ક્યા ભગવાન નહી હે?'

વળી એમના ગ્રંથોમાં પણ એઓ પોતાને ઉંચે ચ્હડાવવા ભગવદ્ સ્વરૂપ કરી અનેક સ્થળે લખે છે. કેટલાક આજુબાજુના રાખેલ,

માણસો અજ્ઞાન અને ભોળા ભકતોને અવળું સ્હમજાવે છે અને કહે છે કે જેમ અગ્નિમાં કંઇ પણ પદાર્થ નાંખો અને બળી જાય તેમ ગુસાંઇના બાળક સાક્ષાત અગ્નિસ્વરૂપ છે તેથી એમની પાસે પાપ આવે નહીં ને આવે તો બળી ભસ્મ થઇ જાય.

આથી કરીને મહારાજોનો મોટો ભાગ અશિક્ષિત, દુર્ગુણીને, વિષયાસકત હોવાનો વિશેષ સંભવ રહે છે, અને યુવાવસ્થા પ્રાપ્ત થતાં પ્હેલાં તો ધર્મશાસ્ત્રના અભ્યાસ અને ચિંતનને સ્થળે કોકશાસ્ત્રના અભ્યાસી અને ત્હેના અર્થશાસ્ત્રી બને છે. શિષ્યાઓ રાખતા થાય છે. ત્હેમના સન્મુખ રસશૃંગારી વાતો કરી દુરાચારના પાપની વિસ્મૃતિની વૃત્તિ ઉત્પન્ન કરે છે, અને પરિણામે ત્હેમને પાપ તરફ પ્રેરે છે, ઉત્તેજે છે, પોષે છે.

વળી એક રાજગાદી અને રીયાસત તુલ્યની આ વ્યાપાર પ્રવૃત્તિને લીધે શ્રી લક્ષ્મીદેવીની સંપૂર્ણ કૃપા હોય છે. એઓ સુંદર સુહાગી વસ્ત્રો, અલંકાર, કુંડળ વિગેરે પહેરી છેલ છબીલા છોગાળા બને છે, અને અનેક ભાવકડી અજ્ઞાન સુંદરીઓના મન હરણ કરી પોતાની પાશવવૃત્તિ સંતોષે છે. આ માટે અનેકવાર કોર્ટે ચ્હડયા, અનેક સજ્જન પુરૂષોના ફીટકારને પ્રાપ્ત થયા, અનેક પુસ્તક અને પત્રોમાં ગવાયા, વિગેરે જાહેર વાત છે.

એમના પૈસા મેળવવાના પ્રકાર પણ અનેક તરેહના હોય છે. એમને ઘેર કાંઇપણ કાર્ય હોય જેવાં કે (સીમંત, જન્મ, જનોઇ, વિવાહ, મરણ, ઇત્યાદિ) તો સેવકો પાસેથી ધુમ પૈસો કહડાવે છે. એ કાર્યો સેવકોને ત્યાં થાય ત્યારે પણ પૈસો કહડાવે છે, વળી ઉત્સવ ઇત્યાદિમાં ભેટો લે છે. કાંઇ ઘરંબર બાંધવું હોય તો ખરડા કરે છે. કેટલાએક ખરડા તો મૂર્તિઓને કામે કાંઇક વસ્તુ જોઇતી હોય તો કરે. ત્હેમાં વસ્તુઓ કરતાં ઘણાજ વધારે પૈસા એકઠા કરે છે. અગાઉ તો જબરદસ્તીથી સેવકો પાસે કહડાવતા.

એક વ્રજપાળજી કરીને મહારાજ અગાઉ લખપતમાં સંવત ૧૮૮૬ માં આવ્યા હતા. તે લોકો પાસેથી પૈસા કહડાવતા. ત્હેની વાત સાંભળેલી તે મુજબ કોઇ સારો શેઠીયો હોય ત્હેને તેડાવે. ત્હેની પાસે પાંચ દશ હજાર કોરીની માંગણી કરતા,

અને જો ના પાડવામાં આવે તો કેદ સુધ્ધાં કરતા. એઓ પોતાની સાથે સિપાઇ વિગેરેનો રસાલો રાખે છે એટલે જરૂર ધારતાં શિક્ષા સુદ્ધાં કરી શકે છે. ઇચ્છા થાય તો ભર બપોરે તડકામાં ઉભા રાખે. ઇચ્છા થાય તો દર્શન બંધ રાખે. ઇચ્છા થાય તો દંડ કરે, આવી રીતે અનેક યુકિત પ્રયુકિતએ પૈસા કહડાવે છે. મુંબઇમાં ચીમનજી મહારાજે બે ચાર વાર ખરડા કરેલા અને ત્હેમાં સેવકોની ઇચ્છા વિરૂદ્ધ જબરદસ્તીથી પૈસા કહડાવેલા. મુંબઇમાં અગાઉ દાણી રાયજી કરી મહારાજ આવ્યા હતા ત્હેમણે વૈષ્ણવો પાસે જોરજુલમથી પૈસા લીધેલા. વળી વાર તહેવાર અને પર્વને દિવસે ભેટો લેવાનો રિવાજ હોય છે. આ મહારાજોના હિંડોળા, ડોળ, ફૂલમંડળી, પવિત્રાં વિગેરેમાં દર્શન કરી સેવકો પુષ્કળ ભેટો મૂકે છે.

કેટલાએક ઉપર મહારાજો ધોતી ઉપરણો પહેરાવે છે, ત્હેનો વિધિ એમ છે કે સવ્હારના પહોરમાં તે ધોતી ઉપરણુ કરનાર ત્યાં કુટુમ્બ સગાંવ્હાલાં તથા પાડપડોશી સાથે હાજર થાય છે. મહારાજ શૌચ જઇ આવ્યા પછી તે કપડાં સાથે ઉંચા આસને વિરાજે છે. સેવકો તેલમર્દન ઇત્યાદિ ક્રિયા કરે છે, પછી એક રૂપાની વાટકીમાં કેસર પલાળી રાખ્યું હોય છે તે લઇ આવે છે અને મહારાજના પગની નીચે એક રૂપાનો વાટકો મૂકે છે. ત્યાર પછી પેલાં કેસરમાં હાથ બોળીને ધોતી ઉપરણાવાળા સર્વ સેવકો ત્હેના ઉપર તે લગાડે છે. તે પછી ટાઢાં ઉનાં પાણી સાથે પગ ધોઇને પેલા નીચેના વાટકામાં પાણી નાંખે છે. હવે એ પાણી પવિત્ર થયું તે ભગવાનના ચરણનું જળ. ત્હેને ગંગાજળ તરીકે માનવામાં આવે છે. હવે આ જળ જરા તરા પણ તેલ ચીગટવાળું હોય છતાં વૈષ્ણવો બિચારા ભાવપૂર્વક પી જાય છે, જરા આંખને, જરા છાતીએ, જરા કપાળે લગાડે. ત્યાર પછી મહારાજ ઇચ્છા અન્વય ધોતી ઉપરણો ને કેટલાંક લુગડાં તે વૈષ્ણવને આપે ને બાકીના રાખી મૂકે છે, અને વૈષ્ણવ પોતે ભેટ મૂકે છે. એટલુંજ નહીં પણ જે સગાંવ્હાલાંઓને લઇ ગયો હોય છે ત્હેની ભેટ પણ ગિરોથી મૂકે છે.

આ પણ એક ભેટ લેવાનો પ્રકાર છે, પણ મોટો પ્રકાર તો હવે આવે છે.

## પધરામણી.

મહારાજો શ્રીમંતો અને પૈસાદારને ત્યાં હમેશાં પ્રસાદ મોકલાવે છે અને સમાધાની નામનો માણસ રાખેલો હોય છે તે ધક્કેલા ખાય ને પધરામણી માટે શ્રીમંત સેવકના કાલાવાલા કરતો રહે છે. વળી તેવો વૈષ્ણવ કોઇ મંદિરમાં દર્શન કરવા જાય ત્યારે મહારાજ પોતે કંઇ ન કહે પણ માણસોને મંત્રી મૂકેલાં હોય છે તેઓ કહે છે. આમ કરતાં ઘણાં પ્રસાદ ને પાનના બીડાં લીધેલાં હોય છે એટલે સેવક પધરામણી કરાવે છે. તે વખતે મહારાજ સેવકને ત્યાં ઘર પાવન કરવા જાય ત્યાં તેને માટે ખાસ આસન કરેલું હોય છે. મહારાજોને પોતાની સૃષ્ટિ હોય છે, એટલે પ્રત્યેક મહારાજના સેવકોનો પ્રદેશ. પરગામ કે પરદેશ લાંબી મુદતે મહારાજ જાય ત્યારે તો વૈષ્ણવોમાં પધરામણીની સરસાઇ થાય છે. સ્ત્રીઓ વિવિધ પ્રકારના ગીત અને ધોળ ઉમળકામાં આવી ગાય છે, ને લ્હાવો માણે છે. જે એકાદ બે જોશું.

પહેલું ઓટલાપર પગ મૂકતાં ગાય છે તે

## ધોળ.

મોહન મલપતા ઘેર આવ્યારે,
મેં તો લઇને મોતીડે વધાવ્યારે;
વ્હાલે મારે કરૂણાની દ્રષ્ટિએ જોયુંરે,
બાઇ મારે એ વરસું મનમોહ્યું રે. ૧
પડ્યું મારે નંદના કુંવર સાથે પ્હાનુંરે,
હવે હું તો કેમ કરી રાખીશ છાનું રે; ૨
દુરીજન કહેવું હોય તે કહેજો રે,
વ્હાલા મારા હૃદય કમળ વચ્ચે રહેજો રે. ૩
હાંરે હું તો વલ્લભકુળની દાસીરે,
હાંરે વ્હાલા કૃપા કરો વ્રજવાસી રે; ૪

ઉપર જઇ પોતાના આસનપર બેસે ત્યારે.

પદ ૨ જું.

અતિરે આનંદ ઘણો આવે મારે અંગે,
શ્યામ સુંદર વર બેઠા છે સંગે;
મુખડું જોયા વિના પાણી ન પીઉં રે.
રસિક સુંદર વર જોઇ જોઇ જીવું રે;
મુજને ન વારીશ મારી રે માડી,
દર્શન કરવાને જાઇશ દોડી.
સગપણ તો સામળિયાનું સાચું;
બીજું સર્વે દીસે છે કાચું.
કહેશે તેને કહેવા રે દેશું.
આપણે સર્વે સાંભળી લેશું.

પદ ૩ જું.

વલ્લભ કુળ છે કામણગારા કહાનજો;
કામણિયાં કીધાં રે વ્રજની વાટમાં રે લોલ.
જોને બ્હેની એનું મુખડું પૂનમ ચંદજો;
અણિયાળી આંખે રે મનડાં મોહિ લીધાં રે લોલ.
એ વ્હાલાની પાસે થઇને દાસી જો;
લોકની લાજથી હવે હું નહીં ડરૂં રે લોલ.
હવે બ્હેની મેંથી ઘરના કામ ન થાય જો;
વ્હાલાને દેખીને મનડાં મોહી રહ્યાં રે લોલ.
વલ્લભ કુળ છે કામણગારા કહાન જો;
કરડાને ઠણુકે રે મનડાં હરી લીધાં રે લોલ.
આપ છો પરમેશ્વર આપો આપ જો;
વલ્લભ વર વરી તે હું અતિ પ્રેમથી રે લોલ.
વલ્લભ વરને શરણે સુખિયાં થાશું જો;
તેઓની સંગતથી ગૌલોક પામશું રે લોલ.

અવકાશ હોય તો બીજાં પદો પણ ગાય છે.

૧. બંસી બજાઇ લંપટલાલ, સાંવરેને સૂતી જગાઇ.
૨. સૂણો સામળા હું તમ માટે ઘેલી થઇ જો.
માણસ કેરી ઓળમાં થકી ટળી ગઇ જો ઇત્યાદિ.

આ પછી આરતિ થાય છે. ભેટ મૂકાય છે. ને જતી વખતે,

### પદ ૪ થું.

પરદેશ જાઓ તો વલ્લભ કુળ વ્હેલા આવજોજો,
અબળાને સંદેશા વળી કહાવજોજો.
આપની આજ્ઞાને આધીન અમે તો ખરીજો,
આપ અમને શરણે લીધાં ચિન્તા ધરીજો.
સુંદર દ્રષ્ટિ દયાળુ અમ ઉપર કરીજો,
તેથી તનમન અમતણાં લીધાં હરીજો.
આપ સારૂ અમે લોકલાજ નવ ધરીજો,
મને આપના ચરણ તણી ઇચ્છા ઘણીજો.

### પદ ૫ મું.

વ્રજના જીવન કરૂં વિનતી શ્રી ગોકુળ ચંદ,
વેગે તે આણા મોકલો શ્રી વલ્લભનંદ.
તમારા દર્શન વિના શ્રી વલ્લભરે કહોંજી કેમ રહેવાય,
મનડાં તે રાખ્યાં કયમ રહે નયને નીર ભરાય,

× × × × ×

રાંક ઉપર શાં આ રૂસણાંરે પ્રભુ દીન દયાળ;
દાસી જાણી પોતાતણી કરજો સેવકીની સંભાળ;

ગાતાં નીચે સૂધી જાય છે. પછી જ્યારે ગાડીમાં બેસે ત્યારે સ્ત્રીઓ દોડીને મોટેથી આ પ્રમાણે ગાય છે.

## ગીત ૬ ઠું.

તેડી જાઓ તો અમારા મન ઠરે,
હું તો જોઉં શ્રી ગોકુલીઆની રીતરે,
× × × × ×
હું તો વ્રેહ દર્શનની વ્યાકુલી જર જીરણમારી દેહરે,
જેણે શ્રી વલ્લભકુળ જાણ્યા નહીં તેનો એળે ગયો અવતારરે,

આવા તદ્દન ઉઘાડાં, ખૂલ્લાં, છચોક શૃંગારના ગીતો તે આ દેહધારી માટે ગવાય છે. રે! ખૂલ્લે ખૂલ્લું પતિની રૂબરૂ સ્ત્રી ગાઈ બતાવે છે કે અમારે આ લોક સાથે સગપણ છે. છતાં માનતા નથી, અને જુએ તો કહે છે કે એતો જીવોને મોહ પમાડે છે. હવે ખલ્લાસ! વિશેષ શું?

પધરામણી સમયે તદન મૂગા જેવા બેશી રહે છે. શબ્દ સરખો ઉચ્ચારતા નથી. પોતે વેદ, શાસ્ત્ર, કે ધર્મ સંબન્ધી કોઈ પણ પ્રકારનું અધ્યયન કરેલું હોતું નથી એટલે સેવકોને તો ઉપદેશ ક્યાંથીજ આપે?

મહારાજોને મોટા ખરચ કે પૈસાની તંગી હોય ત્યારે મુસાફરીએ પણ નીકળી પડે છે જેથી તે તે ગામના સેવકો પધરામણી કરાવી મોટી ભેટો મૂકે છે. આવી રીતે પૈસા મેળવી તેઓ પોતાની વૈભવી જીંદગીમાં કે કોર્ટ વિગેરેમાં કેસ લ્હડી તેનો દુરૂપયોગ કરે છે. શ્રીનાથજીમાં થયલા ટીકાયતે ગોકુળવાળાં ચંદ્રાવલી વહુજી ઉપર ફરિયાદ કરી, ત્હેમાં છેક વિલાયત સૂધી લ્હડીને લાખો રૂપીઆ ખરચ થઈ ગયો. અમદાવાદવાળા એક બીજા મહારાજ સાથે ઘણા દિવસો સૂધી લ્હડયા હતા. માંડવીમાં મણિલાલ મહારાજ ઉપર ત્હેના છોકરાના છોકરાએ ફરિઆદ કરેલી. પાનાલાલ તથા છોટાજીની વહુજી લ્હડી મુવા. મુંબઈમાં પણ જીવણજીને તથા ગોપકેશને મારા મારી ચાલેલી. યદુનાથજી વિગેરે ચીમનજીની તરફ થવાથી જીવણજીએ ત્હેમની સાથે ખૂબ ટંટો ચલાવી સાંભળ્યા પ્રમાણે તડ પાડેલા. વ્રજપાળજીના છોકરા વ્રજનાથજી ઉપર હમણા થોડા વરસ ઉપર ત્હેની બ્હેને કોરટમાં ફરિયાદ કરેલી. આવી રીતે પૈસા ખર-

બાદ થાય છે. આ મહારાજ સામાન્ય માણસો માફક એકજ કોર્ટમાં લ્હડે છે છતાં ઇશ્વરના અવતાર મનાય છે. કોઇ બીજી ખાસ પ્રભુની કોર્ટમાં તો જવાનું હોતું નથી આ તે કેવી વિચીત્રતા!

બીજો એક પ્રકાર છપ્પન ભોગનો છે તે સમયે દેશ દેશાવર પત્રો લખી વૈષ્ણવોને બોલાવે છે ને સારી ભેટ પ્રાપ્ત કરે છે.

## મહારાજોની દરરોજની ક્રીડા તથા ત્હેમનાં વિવિધ જાતના દર્શન!

મહારાજો મળસકે ચાર પાંચ વાગે ઉઠે છે, તે વખતે કેટલીક સ્ત્રીઓ દર્શન કરવા આવે છે. કેટલીકને તો ટીલાનો નિયમ હોય છે, (એટલે કપાળમાં ચાંલ્લો કરવાનો.) તે સમયે ભેટ મૂકવી પડે છે.

આ પછી શૌચ કર્મમાંથી પરવારી આવતાંને વાર દર્શનના તરસ્યા સેવકો દર્શન કરી ચરણસ્પર્શ કરવા માંડે છે. તે પછી દંતધાવન મુખપ્રક્ષાલનનો વિધિ થાય છે, ને દાતણની ચીરી આજુ બાજુ ઉભેલી સ્ત્રીઓમાં જે સારા ભેટ મૂકી શકે એવી જોવામાં આવે ત્હેને આપે છે. સ્ત્રીઓ નાહી ધોહીને આ ચીરો આંખ, કપાળ, માથા વિગેરેને લગાડે છે.

આ પછી મહારાજ સ્નાન કરવા જાય છે. આ સમયે દર્શન થાય ત્હેને સ્નાનના દર્શન કહેવામાં આવે છે. કેટલાક મહારાજો સો સો ઘડા પાણી ન્હાય છે. કાશીવાળા રણછોડજી એમ કરતા હતા. વળી સાંભળવા પ્રમાણે સ્નાન સમયે તેઓ ધોતીઉં ઉંચું કરી પીશાબ કરતા. નાહીને ધોતીઉં પહેરવાનું હોય તે હાથમાં લેતા પછી ત્હેને કમરે વીટાળી નીચેથી ફાલિયું કાઢી લેતા. કેટલીક વાર કહે છે કે નગ્ન જોવા આવે સમયે દેખાતા. ત્યારે દૂર ઉભેલી સ્ત્રીઓ કહેતી કે "અલૌકીક ઝાંખી દઇ વ્હાલો સુખ દે છે."

માંડવીમાં એક વખત એક મહારાજ તળાવડી ઉપર રહેલા. ત્યાં દર્શન કરવા અમે ગયા. આ વખતે અમે પૂર્ણ વૈષ્ણવ હતા. એક વખતે મહારાજ ધોતીઉં પેટપર વીટાળી નગ્ન થયા. મ્હારી સાથેના બે ત્રણ મિત્રોને બહુજ હસવું આવ્યું. તેઓ બ્હાર નાશી

ગયા, ને ખૂબ હસ્યા. તે અમે તો ઉભાજ રહ્યા. આ વખતે કેટલીક ભાવિક સ્ત્રીઓ હતી તે બોલી "વાહ વાહરે વ્હાલો કેવાં સુખ દેખાડે છે?" ત્યારે એક મોઢ વાણિયાની સ્ત્રી હતી તે બોલી "રાંડો નાગા થયા એમાં શું સુખ દેખાડયું?" એમ કહી ચાલતી થઇ. આ વખતે કોઇ ધોતીઆં ઉપાડવા જાય, તો કોઇ પાણી લેવા દોડે વિગેરે વિગેરે બને છે.

સ્નાન પછી તિલક કરવા બેસે. ત્યારે "તિલકના દર્શન" થાય છે, એમ વૈષ્ણવો અન્યો અન્યને કહે છે. આ સમયનું પાણી કોઇ આજારી હોય ત્હેને રોગ મટાડવા પીવા આપે છે.

વિષ્ણુએ ચાણાક્ય રાજાને બોધ કર્યો છે કે,

पादशेषं पीतशेषं। सन्ध्याशेषं तथैवच ॥
श्वानमूत्र समतोयं। पीत्वा चांद्रायणं चरेत् ॥

તો આવું મલિન જળ તે પવિત્ર કેમ ગણાતા હશે?

પછી ભોજન કરવા જાય છે, તે સમયે પણ જમતાં વધેલી કણિકાઓ સેવકો ભાવથી ખાઇ જાય છે અને કૃતાર્થ માને છે,

આવા ઉચ્છિષ્ટ સંબંધી કહે છે કે,

नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याच्चैव तथान्तरा।
नचैवात्यशनं कुर्यान्नचोच्छिष्टः क्वचिद्व्रजेत ॥

છતાં કેમ ખવાડતા હશે? મધ્યાન્હ કાળે શયન ખંડમાં જાય છે, ત્યાં થોડીવાર નિદ્રાધીન થાય છે, પછી જાગીને ત્યાં ખાનગી ઓરડામાં જાય છે. ત્યાં ઘણા ખરાઓ પાસે કામદેવની સેનાનું લશ્કર આવવા માંડે છે. હવે પછીના નિર્લજ કામોની લીલા તે શું લખવી?

પુરૂષો ધંધામાં હોય છે. કેટલીક ધર્માંધ સ્ત્રીઓ આરોગાવવા આવે છે. કેટલાક સાથે સામગ્રી દૂધ, બરફી, પેંડા એવું લેતી આવે છે. કેટલાક જાતે આરોગાવે છે. કેટલાક હાસ્ય વિનોદથી તૃપ્તી માની સંતોષાય છે, અને વિદાય થાય છે. આમ કરનારને ભેટ

થોડી મૂકવી પડે છે. કેટલીક રાસક્રીડાની રસીયણુ હોય તેવી પણુ ભેટ ધરવાની ઓછી શક્તિવાળીને:વસ્ત્રહીન સ્થિતિમાં માત્ર છેટેથીજ આ મહારાજ જુએ છે! તેથી કાંઇક વધારે મૂકી શકે ત્હેને આલિંગન કરે છે! પણુ જે મનમાનતી ભેટ મૂકે ત્હેની સાથે સંપૂર્ણુપણે સુખ વિલાસી બની આ કોકશાસ્ત્રના સંપૂર્ણ અભ્યાસી, રસરાજેશ્વર, મહારાજ શું કરે છે તે અશ્લીલ વર્ણુન લખવું ઉચિત નથી! અહા! આચાર્ય ને ગુરૂ તે કોણુ ને ત્હેનો શો વિનિપાત !

પણુ આ સુખ પણુ જાણે અધુરૂં હોય તેમ કેટલાક મહારાજો વેશ્યાઓ રાખે છે.

આ પ્રમાણે હાલના મહારાજો પોતાનો કાળ નિર્ગમન કરે છે.* કેટલાક ઠાકોર સેવામાં પણુ કહાડે છે, પણુ તે દેખાડવા. માત્ર જમાનો સમજી. તેઓ કંઇ જ્ઞાની, સંસ્કારી, તત્વજ્ઞાન કે વેદ, ઉપનિષદ્ વિગેરેના અભ્યાસી હોતા નથી. માત્ર દંભ ખાતર બતાવવા, ડોળ ઘાલે છે.

## પ્રકરણુ ૧૨ મું.

### એ માર્ગના ધર્મ પુસ્તકો.

હરકોઇ ધર્મના સ્વરૂપનું અને સિદ્ધાન્તનું જ્ઞાન થવા માટે તે ધર્મનું સાહિત્ય કેટલું અને કેવા પ્રકારનું છે તે જાણુવું એ અગત્યનું છે. વળી જેઓ વેદવાક્યને સર્વોપરી પ્રમાણુ માનનારા અને પ્રાચીન આર્યોના ધર્મોનું પુનરુજ્જીવન થયલું જોવા ઇચ્છા

* હાલમાં આમાં બહુ ફેર પડયો છે. પણુ ત્હેનું કારણુ પાશ્ચાત્ય પ્રજાના સસંર્ગ ને કેળવણીને લીધે સામાન્ય જન સમાજમાં જે સદ્ અસદની વિવેચક શક્તિને ભાવનાઓ જન્મી છે તે સામાન્ય પરિસ્થિતિને લીધે. એક રીતે જનસમાજ એઓનો આચાર્ય બન્યો છે.

રાખે છે ત્હેમને તે સાહિત્ય અને પુસ્તકો કેટલે અંશે વ્યવહારોપયોગી ને શ્રેય સાધનારા છે તેમજ ત્હેમનું જ્ઞાન વેદાદિ પ્રાચીન પુસ્તકો અને તદાશ્રિત સિદ્ધાન્ત સાથે કેટલે અંશે મળતું છે ત્હેનો નિર્ણય કરવા માટે બહુ ઉપયોગી સાધન થઇ પડે છે. આ માટે સારાસારનો વિવેક કરનાર સુશિક્ષિત ગૃહસ્થો જો આ સંપ્રદાયના પુસ્તકો વાંચશે તો ત્હેને જણાશે કે આ પુસ્તકોમાં ત્હેમાંની વાર્તાઓમાં આ કહેવાતા ચમત્કારોમાં આ કહાણી કીસ્સાઓમાં શાસ્ત્રીય તેમજ સૃષ્ટિક્રમાનુકુલ કેટલું છે અને પ્રતિકુલ કેટલું છે. આ હેતુ લક્ષમાં રાખી એ સંપ્રદાયેના મુખ્ય પુસ્તકોની યાદી આપવી યોગ્ય ધારી છે.

## પુસ્તકો.

### સંસ્કૃત પુસ્તકો.

૧ **સુબોધિની**–સંસ્કૃતમાં સૌથી મ્હોટું પુસ્તક છે. એ પુસ્તક શ્રી વલ્લભાચાર્યનું લખેલું છે. એ શ્રીમદ્ ભાગવત્ પુરાણુની ટીકા છે. એમાં ભાગવતના પંચમ તથા દશમ સ્કંધની ટીકા આપવામાં આવી નથી. આ બે સ્કંધમાં નર્ક વર્ણન તથા બ્રહ્મજ્ઞાનની કથા છે. આ બે સ્કંધની ટીકા ન કરવાનું પ્રયોજન એમ બતાવ્યું છે કે સુબોધિનીજીએ સ્વામીજીનું સ્વરૂપ છે અને પંચમ સ્કંધ એ કટિ પશ્ચાત ભાગ તથા દશમ સ્કંધ, સ્તન ભાગ છે તેથી એવી જગ્યાનું વર્ણન થાય નહિ.

૨ **અણુભાષ્ય**–શ્રી વલ્લભાચાર્ય વિરચિત એ પુસ્તકમાં વ્યાસકૃત વેદાન્ત સૂત્રોપર ભાષ્ય છે. એમાં પુષ્ટિમાર્ગીય પંથનું બલાત્કારપૂર્વક પ્રતિપાદન કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૩ **શુદ્ધાદ્વૈત માર્તંડ**–જેમ શ્રી શંકરાચાર્યનો કેવલાદ્વૈત છે, શ્રી રામાનુજનો વિશિષ્ટા દ્વૈત છે, માધવાચાર્યનો દ્વૈતાદ્વૈત છે તેમ વલ્લભાચાર્યે શુદ્ધાદ્વૈત સ્થાપવા પ્રયત્ન કર્યો છે. વ્રજ ભાષાના પુસ્તકોમાં આનાથી ઉલટો મત છે.

૪ જૈમિની સૂત્ર ભાષ્ય.

૫ તત્વદીપ નિબંધ.

૬ પુરૂષોત્તમ સહસ્ત્ર નામ–એમાં વિષ્ણુ સહસ્ત્ર નામ માફક ભગવાનના હજાર નામ ગણાવ્યા છે.

૭ સિદ્ધાંત્ત મુક્તાવલિ–એમાં સ્વસિદ્ધાંત્ત નિર્દેશ કરી મુખ્ય કરી માનસી સેવાનું વર્ણન કર્યું છે.

૮ પુષ્ટિ પ્રવાહ મર્યાદા–એમાં ત્રણ પ્રકારના જીવોનું વર્ણન છે. એક પુષ્ટિ જીવ, બીજો પ્રવાહી જીવ, તથા ત્રીજો મર્યાદા જીવ, અને ત્હેના લક્ષણો બતાવ્યા છે.

૯ સિદ્ધાંત રહસ્ય–એમાં પોતાનો ગુપ્ત સિદ્ધાંત કહ્યો છે. ગુપ્ત એટલા માટે કે એમાંની વાતો વિશ્વસનીય નથી. એમાં વલ્લભાચાર્ય કહે છે કે શ્રાવણ સુદ ૧૧ ને રોજ મ્હને સાક્ષાત પરમાત્માએ આવી દર્શન આપ્યાં અને માર્ગ કેમ પ્રવર્તાવવો એનો બોધ કર્યો.

૧૦ અંતઃકરણ પ્રબોધ–શ્રી કૃષ્ણથી અન્ય કોઇ દેવ વધારે નથી માટે અંતઃકરણથી ત્હેને ભજવો.

૧૧ નવરત્નગ્રંથ–એમાં નવ શ્લોક છે. ત્હેમાં કૃષ્ણ ઉપર હમેશાં વિશ્વાસ રાખી કંઇ ચિંતા કરવી નહિ એવો ભાવાર્થ છે.

૧૨ વિવેક ધૈર્યાશ્રય–નામથી ભાવાર્થ સ્હમજી લેવો.

૧૩ કૃષ્ણાશ્રય–એમાં વલ્લભાચાર્યે પોતાનું દીનપણું દેખાડ્યું છે, અને જગતમાં બહુ દુઃખ થાય છે તેથી કૃષ્ણની સ્તુતિ કરી છે. છેલ્લે કહ્યું છે કે इति श्री वल्लभो ब्रवित् એટલે હું વલ્લભ કહું છું. અહીં ધ્યાનમાં રાખવાનું છે કે હાલના વૈષ્ણવો એમને શ્રી કૃષ્ણ કરતાં પણ મોટા महाप्रभु માને છે.

૧૪ ભકિત વર્ધની–ભકિત ભાવની વૃધ્ધિ કરવાના સાધન બતાવ્યા છે તથા નવધા ભકિતનું વર્ણન કર્યું છે.

૧૫ જલભેદ ગ્રંથ.

૧૬ સંન્યાસનિર્ણય–એ ગ્રંથ આપણે આગળ વર્ણન કરી ગયા તે સમયે બનાવ્યો હતો. એમાં સંન્યાસીના સંક્ષિપ્ત ધર્મ કહ્યા

છે, તથા સો જન્મે તે મોક્ષ પદને પામે છે ઇત્યાદિ વર્ણન કર્યું છે.

૧૭ નિરોધ.

૧૮ સેવાફળ–એમાં શ્રી કૃષ્ણની સેવા કરવાથી હમેશાં પાછું સેવા કરવાનું મળે છે એમ જણાવવામાં આવ્યું છે.

૧૯ યમુનાષ્ટક–યમુના નામની નદીની સ્તુતિ પૃથ્વી નામના છંદથી આઠ શ્લોકમાં કરી છે.

૨૦ પત્રાવલંબ–એમાં પરમેશ્વરની ભક્તિ અમે આવી રીતે કરીએ છીએ તથા અમારો આ સિદ્ધાન્ત છે ઇત્યાદિ ભાવાર્થ બતાવી કાશીમાં વિશ્વેશ્વર મહાદેવના મંદિરમાં ચ્હોટાડેલા હતા એમ જણાવે છે.

૨૧ મધુરાષ્ટક–શ્રીજીના શરીરના અવયવ તથા શ્રૃંગાર તે બધું મધુર છે એ બાબતના તોટક છંદના આઠ પદ છે. એમાં वमनं मधुरं અર્થાત એનું વમન (ઓકવું) પણ મધુર છે એમ જણાવ્યું છે.

૨૨ ગોકુલાષ્ટક–એમાં ગોકુલના ન્હાનકડા ગામને સાતમે આસ્માને ચઢાવવામાં આવ્યું છે.

૨૩ બાલબોધ–એમાં ચાર પુરૂષાર્થ મેળવવાનું સાધન તથા શાસ્ત્રો વિષે કેટલીક હકીકત છે.

૨૪ નિબંધ ભક્તિ પ્રકરણ–એનો વિષય નામપરથી સ્હમજાશે.

૨૫ નામાવલિ–એમાં ભાગવતની કથામાંથી શ્રી કૃષ્ણના અનેક નામો કલ્પીને વર્ણન કર્યું છે.

૨૬ શૃંગાર રસમંડળ–એ માર્ગનો વિષયજ છે. નામ પ્રમાણેજ ગુણ છે કંઇ ક્યાશ રાખીજ નથી.

૨૭ વ્યાસ વિરોધ લક્ષણ.

૨૮ ચિતિપ્રબોધ.

૨૯ વૈદ્યવલ્લભ.

૩૦ પરિવૃઢાષ્ટક.

૩૧ દશમ સ્કંધ. સ્યાનીક્રમણિકા–ભાગવતના દશમ સ્કંધના વિષયનું સંક્ષિપ્ત વર્ણન છે.

૩૨ ચતુશ્લોકી—ચાર શ્લોકમાં સ્વસિદ્ધાન્ત કર્તવ્ય શું તે જણાવ્યું છે.

૩૩ પંચ પદ્માની.

એઓના પુસ્તકોમાં વાંચ્યું છે કે શ્રી વલ્લભાચાર્યે ૫૨ ગ્રંથો રચ્યા છે પણ સંશોધન કરતાં આટલા પ્રાપ્ત થઇ શકયા છે.

વલ્લભાચાર્યના પુત્ર શ્રી વીઠ્ઠલનાથજી અથવા ગુસાંઇજીએ કેટલાક સંસ્કૃત ગ્રંથો બનાવ્યા છે તે આ પ્રમાણે જણાય છે.

૧ વિદ્વન મંડન—એમાં અન્ય મતોનું ખંડન કરી સ્વસિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું છે. એમ કરતાં અન્ય મતો સામે જે આક્ષેપો કર્યા છે તે બહુજ સ્વાર્થી તેમજ અઘટિત છે.

૨ વલ્લભાષ્ટક—શ્રી વલ્લભની સ્તુતિના આઠ શ્લોક એમાં છે.

૩ સ્વામન્યાષ્ટક—શીખરિણી છંદના ૮ શ્લોકમાં ગુપ્તરૂપ એવા સ્વામિનીજીના નખ શિખનું વર્ણન કરી શૃંગાર રસમય બનાવી સ્વામિનીજીનું વંદન કર્યું છે. (હવે આમાં જે કહ્યું છે તે અને વૈષ્ણવો જે માને છે તેહેમાં બહુ વિલક્ષતા દેખાઇ છે. આમાં શ્રી ગુંસાઇજીએ સ્વામિનીજીની સ્તુતિ વંદન કર્યું એમ જણાવ્યું છે. પુરાણના ખોટા અધ્યાય બનાવ્યા. તેમાં લખ્યું છે કે वल्लभो ह्याग्निरुपस्य विठ्ठल पुरुषोत्तमः વલ્લભાચાર્ય અગ્નિ રૂપ છે ને વીઠ્ઠલનાથજી પુરૂષોત્તમ રૂપ છે. વલ્લભાખ્યાનમાં વૈષ્ણવોને જણાવ્યું છે કે पुरण ब्रह्म श्री लछमण सुत पुरुषोत्तम श्री वीठ्ठलनाथजी અર્થાત લક્ષ્મણના સૂત જે વલ્લભાચાર્યજી તે પૂર્ણ બ્રહ્મ છે ને વીઠ્ઠલનાથજી સાક્ષાત પુરૂષોત્તમ છે. હવે આમાં સત્ય શું ? વળી ગુંસાઇજી પોતે સ્વામિનીજીની સ્તુતિ કરે છે ને ભકત બને છે તે તો જુદું.

૪ સ્વામિની સ્તોત્ર—એમાં સ્વામિનીજીના વિહારનું વર્ણન છે ને તેહેની સ્તુતિ છે.

૫ કૃષ્ણ પ્રેમામૃત. એમાં ગોપી કૃષ્ણનો પરસ્પર પ્રેમ તથા તેહેની લીલાનું કેટલાક રીતનું વર્ણન છે.

૬ શરણાષ્ટક. ગોપીકાઓના કુચાગ્ર ભુજ દંડથી જેણે પકડયા છે હેની સ્તુતિ કરી છે.

૭ સર્વોત્તમસ્તોત્ર. એમાં વલ્લભાચાર્યના ૧૦૮ નામ કહીને હેની સ્તુતિ કરી છે.

૮ યમુનાષ્ટપદી. એમાં યમુના નદીની સ્તુતિ સંગીતના રાગ સૂરમાં પદ દ્વારાએ કરી છે.

૯ પ્રબોધ. એમાં વ્રજપતિની સ્તુતિ પ્રાર્થના છે.

૧૦ વસંતાષ્ટપદી. વસંત ઋતુમાં શ્રી કૃષ્ણે ગોપીઓ સાથે વસંત ખેલા છે હેવું વસંત રાગમાં ગાન કર્યું છે.

૧૧ કેટલાંક પાલણાના તથા બીજાં પદો .

૧૨ ગુપ્તરસ. કૃષ્ણ રાધાના વિહારનું વર્ણન.

૧૩ લલિત ત્રિભંગ—ઇત્યાદિ ગુંસાઇજીએ સંસ્કૃતમાં કેટલુંક રચ્યું છે.

૧૪ હરિદાસ કૃત વિઠ્ઠલનાથ અષ્ટોત્તર સત નામ હરરાયજી મહારાજે પોતાના દાદા ગુસાંઇજીના ૧૦૮ નામ કરી હેમની પરમેશ્વર પ્રમાણે સ્તુતિ કરી છે.

આ શિવાય હેમની પછી થયલા કેટલાક મહારાજોએ ભાષામાં ગ્રંથો બનાવ્યા છે. એમાંના મુખ્ય નીચે પ્રમાણેઃ-

**બસો બાવન વૈષ્ણવની વાર્તા**—આ પુસ્તક કદમાં સૌથી મોટું છે. આ પુસ્તકને શિક્ષિત કે બુદ્ધિમાન વાચતાં સત્યાસત્યનો નિર્ણય તરત કરી શકશે. એમાં વાર્તાઓ છે. એકાદ બે નમુના તરીકે લખીશું.

૧ એક મયા ઢીમરની વાત લખી છે. એ જાતે માછીમાર હતો હેને વૈષ્ણવ કર્યો. ઠાકોર સેવા સોંપી તથા બીજા બધા વૈષ્ણવોને એને ઘેર ખાવાની છુટી આપી છે. કેટલાક શુદ્ધધારી જમતા ન્હોતા હેને બલાત્કાર કરી જમાડયા

૨ એક ગુલાબદાસ વાણીઆની વાત, એ પ્રથમ વૈષ્ણવ હતો. પછી વટલી મુસલમાન થયો ને મલાવખાન નામ રાખ્યું. તે આખો દહાડો સ્મશાનમાં પડયો રહેતો. વટલ્યા આગળ વૈષ્ણવ હતો તેથી તેની એઠ ખાવાની પ્રશંસા કરી છે, અને

એને માટે ઉપદેશવામાં આવ્યું છે કે એનું જુઠણું ખાવાથી કોઢ મટી જાય છે.

૩ ઘોધી, વૈષ્ણવ હતો. જાતનો મેગવાળ (માહાર) હતો. ત્હેને ગુસાંઇજીએ વૈષ્ણવ કર્યો, તેણે કેટલાંક પદ રાગ રાગણી બનાવેલાં છે. એનાં બનાવેલાં પદો વૈષ્ણવો ઠાકોરજી આગળ ગાય છે.

૪ **રસખાન પઠાણની વાર્તા.** એ પઠાણને કોઇએ શ્રીજીની છબી બતાવી હશે; તેથી ત્હેને શ્રીજી નિરખવાનું મન થયું. પછી તે ગિરિરાજપર ગયો. ત્હેને કોઇએ પર્વતપર ચઢવા દીધો નહિ. પછી તેણે ગુસાંઇજીને વિનંતી કરી એટલે ગુસાંઇજીએ ત્હેને મંદિરમાં બોલાવી લીધો અને નામ નિવેદન તથા બ્રહ્મસંબંધ કર્યો ને શ્રીજીના દર્શન કરાવ્યાં, આથી તે ખુશ થયો ને જેવો પાછો જવા તૈયાર થયો એટલે શ્રીજીએ તેની બાંહે પકડી કહ્યું "સાલે અબી કયું જાતા હૈ" એમ કહી પોતાની સદૈવ લીલામાં લઇ ગયા.

૫ એક વૈષ્ણવ યાત્રા કરવા નીકળ્યો. સાથે પીત્તળના ઠાકોરજી હતા. રસ્તામાં એક ગામડામાં પઠાણની છોકરી બહુ રૂપાળી જોઇ. ત્હેને જોઇ વૈષ્ણવને થયું કે આ ઠાકોરજીને લાયકની છે. પછી ઠાકોરજીને કરંડીઆમાંથી કાઢી ત્હેમને કહ્યું કે આ ત્હમારે લાયકની છે. પછી ઠાકોરજીને તે પઠાણની છોકરી ગમી, ને રાસલીલા કરી. પછી બીજે દહાડે ઠાકોરજીને કરંડીઆમાં મૂકવા જાય તો ઠાકોરજી હુંતો અંદર નહીં જાઉં, હુંતો આ સુંદર છોકરી પાસે જઇશ એમ કહ્યું. તેથી વૈષ્ણવને યાત્રા કરવી છોડવી પડી ને તેજ ગામમાં વાસ કરવો પડ્યો.

૬ માધવદાસ વૈષ્ણવની રાખેલી વેશ્યા ને માધવદાસના આગ્રહથી ગુસાંઇજીએ શરણે લીધી, અને તેની સાથે વ્યવહાર કરવાનો વૈષ્ણવોને ઉપદેશ કર્યો.

૭ ગુસાંઇજીનો વૈષ્ણવ એક મોચી હતો. તેની વાર્તામાં લખે છે. કે અન્ય બ્રાહ્મણ વૈષ્ણવે ત્હેને ત્યાં અજાણ્યે પ્રસાદ લીધો પણ મોચી છે એમ જાણ્યું તેથી બ્રાહ્મણ વૈષ્ણવને ગ્લાનિ થઇને વટ લ્યાની શંકા થઇ. આટલા માત્રથી ત્હેને કોઢ થયો. ગુસાંઇજી

પાસે ગયો તો તેમણે કહ્યું વૈષ્ણવ ગમે તે જ્ઞાતિનો હોય પણ વટલવાની શંકા ન કરવી. પછી તીર્થયાત્રા કરવાનું કહ્યું તેથી અડધી મટી. પછી હરિદાસ વૈષ્ણવની છોકરી પાસે મોકલ્યો. તેણે તેના ધણીને કહ્યું. તેણે જમણવાર કરવાનો ઉપદેશ આપ્યો મુસલમાન સુધ્ધાંત એક પંકિતએ ભોજન કર્યું ને કોઢ મટયો વિગેરે.

**ચોર્યાસી વૈષ્ણવની વાર્તા**—એમાં વલ્લભાચાર્યના ચોર્યાસી વૈષ્ણવ થયા તેહેની વાર્તાઓ લખાને એ પરથી વલ્લભાચાર્યની સ્થિતિનું દિગ્દર્શન થાય છે.

**આચાર્યજી મહાપ્રભુજીકી નિજ વાર્તા**—શ્રી વલ્લભાચાર્યે પોતાનું વર્ણન લખ્યું છે. કેવળ ગપ્પાં ને સૃષ્ટિક્રમ વિરૂદ્ધ ચમત્કારના વર્ણન.

**આચાર્યજી મહાપ્રભુજીકી ઘરકી વાર્તા.** ઉપલી વાર્તા જેવાંજ ઘરમાંના ચરિત્રો.

**ગુસાંઈજીનીજ વાર્તા.** એ પણ એવીજ.

**આચાર્યજીકી ચોર્યાસી બેઠકની વાર્તા.**

**શ્રીજીકી પ્રાગટ વાર્તા.**

**ગોકુળનાથજીના વચનામૃત.** નર્ક વાસનો ભય બતાવી સેવકોને સ્વાહા કરવાની આજ્ઞાઓ છે.

**ગોકુળનાથજીની રહસ્ય ભાવના.** આ પુસ્તક એવું છે કે વાંચતાવાર ભાવિકોનાં મ્હોંમાં પાણી છૂટતાં હશે ને ચેળ આવ્યા વિના ન રહે. વળી કેટલાક ઉત્સવના, સામગ્રીના તથા શરીરના કેટલાક ધારણ કરવાના ભાવ સ્વામિનીજીના અંગ માથે લગાડયા છે જેમકે नांधीको लाडु श्री स्वामिनीजीके कुचको भाव हें, चनेकी थपडी श्री स्वामिनीजीके कपाल न को भाव हें, दुधपाक श्री स्वामिनीजीके अधरोष्टको भाव हें ઇત્યાદિ.

**શ્રી હરિરાયજીનાં શિક્ષાપત્ર.**

**અષ્ટાક્ષરની ટીકા.**

**દ્વારકેશજીની ભાવના.**

**સડસઠ અપરાધ.**

**વનયાત્રા.**

**ગુઢ ભાવના.** ગુપ્ત લીલાના વર્ણન, બધા આસનો વિગેરેની તેમજ નાગી વેસ્યાના ઘર જેવી લીલા લખી છે.

**નિત્યપદ.**

**બારમાસી પદ.**

**વસંત માલિકા.** એમાં કામદેવનો જન્મોત્સવ અને કામદેવની કરવાની ક્રીડાનું સાફ ઉઘાડું વર્ણન છે.

**હોલીરસ.** ઉપરના જેવું જ.

**દ્વાદશકુંજ.**

**આશ્રાના પદ.**

**પૂર્ણમાસીજીકી વાર્તા.**

**શ્રી આચાર્યજીકો સેવક સુઆતાકી વાર્તા.** એમાં પોપટની વાત છે.

**ઉત્સવ ભાવના.**

**નિત્યસેવા ભાવના.**

**વ્રજભાવના.**

**પવિત્રા મંડળ.**

**માળા પ્રસંગ.**

**શોભાવહુજીકૃત આહ્નિક.**

**મૂલ પુરૂષ તથા નવાખ્યાન.**

પુષ્ટિમાર્ગ પૂર્ણ પુરૂષોત્તમ રૂપ ગુણ વર્ણન ઇત્યાદિ ભાષાના પુસ્તકો છે. બધાં પુસ્તકો ગુરૂઓના નથી. કેટલાક તો બ્રાહ્મણો અને અન્ય પાસે રચાવેલાં છે. બ્રાહ્મણો અર્થ લોભી થતા જવાથી પ્રાચીન વેદધર્મ અને શાંકરસિદ્ધાંત અવગણી આશ્રિત બન્યા હતા. વળી પતિતોની શુદ્ધિ માટે તેમજ તેઓની સાથે વ્યવહાર કરવા માટે તે કાલે આજના જેવો આગ્રહ ન્હોતો અને એટલુંજ નહી પણ મુસલ્માન, મોચી અને અન્ય જ્ઞાતિઓના મનુષ્યનો સંગ્રહ કરવામાં આવ્યો હતો અને ત્હેનો મૂળના આચાર્યોને

પ્રતિબંધ ન્હોતો એ વાતનો તો માત્ર નામ નિર્દેશજ અમે કર્યો છે. વિસ્તાર ભયથી આ સંબંધમાં વધુ ઇતિહાસ અપાયો નથી. અંતમાં એટલુંજ કે ઘણુંઓએ આ ગ્રંથો જોયા નથી. તે પર સ્વતંત્ર બુદ્ધિપૂર્વક વિચાર કર્યો નથી. માત્ર એક ચીલામાં ચાલ્યા કરે છે, અને તેથી વાસ્તવિક જ્ઞાન પ્રાપ્ત થતું નથી. આ પુસ્તકો વાંચી પ્રત્યેક સંસ્કારી વાચકે પોતાના હૃદયને પૂછવું કે આ વાર્તા અને કથાઓમાં સત્ય કેટલું હશે? બાકી માત્ર આવેશ ને દૂરાગ્રહ એ તો બાળચેષ્ટા છે.

## ઉપસંહાર.

અત્યાર સુધીના અ ગલા પ્રકરણોમાં આપણે એ સંપ્રદાયના મુખ્ય મુખ્ય સિદ્ધાંતોનું અને વિચારોનું દિગ્દર્શન કર્યું, અને તેમ કરવામાં એ સંપ્રદાયના આદ્ય સ્થાપક શ્રીમદ્ વલ્લભાચાર્ય તેમજ તે પછીના અત્યાર સુધીના સર્વ આચાર્યો તેમજ પ્રવર્તકની જીવનલીલા તેમજ તેમણે પ્રવર્તાવેલા સિદ્ધાંતોનું વિવેચન કર્યું. તેમના પંથ પ્રતિપાદિત ઇશ્વર, ત્હેની સેવાના વિધિ અને પ્રકાર, ત્હેમનો મોક્ષ ને વૈકુંઠલીલા, ત્હેમની ભક્તિ, વિગેરે સંબન્ધી હકીકત વાચક સન્મુખ જે પ્રકારે ત્હેમના પુસ્તકનાં જોવામાં આવે છે તે પ્રમાણે નિવેદન કરી ગયા. વળી આચાર્ય પ્રત્યેનો સેવકોએ રાખવાનો પૂજ્ય ભાવ, ત્હેમની કેવા પ્રકારેસેવા સત્કાર કરવો એ સંબન્ધી જે પ્રકારે વ્યવહારમાં જોવામાં આવે છે તેનું દર્શન પણ કરી ગયા. વળી આર્યશાસ્ત્રોપદેશિત આશ્રમ વ્યવસ્થાનું એ સંપ્રદાયમાં વાસ્તવિક રીતે કેટલું પાલન કરવામાં આવ્યું છે ત્હેનું પણ સુજ્ઞ વાંચકોને વિચાર કરવું બની શકે એટલું વિવેચન કરી ગયા છે. પ્રાચીન વેદ કાળનો યજ્ઞ યાગાદિ કર્મમાર્ગ, ઉપનિષદનો જ્ઞાન માર્ગ, તેમજ પતંજલીના યોગમાર્ગ વિગેરેનું કેટલે દરજ્જે આદર કરવામાં આવ્યું છે તેમજ શી સ્થિતિ એ મતમાં કરવામાં આવેલી છે ત્હેનું પણ સાથે સાથે જે દર્શન થઇ ગયું છે, આ સર્વને મરણાવધિ પર્યંત તિલાંજલી આપી વેદોક્ત શુદ્ધ ઉપાસના, ને ન तस्य प्रतिमा अस्ति એવા એક શુદ્ધ નિરાકાર પરમા-

ત્માની ભક્તિ, પ્રાર્થનાને ઠેકાણે જે પ્રકારની ભક્તિ ઉપદેશવામાં આવી છે ત્હેનું વિવેચન પણ કરી ગયા. પ્રાચીન આર્ય શાસ્ત્રોમાં મનુષ્યના ઐહિક આમુષ્મિક સુખશ્રેયના હેતુથી સોળ સંસ્કારનું વિધાન કરવામાં આવેલું છે, એ સર્વનો લોપ કરી કેવા પ્રકારના સંસ્કાર કરવામાં આવે છે, તે પણ આપણે જોઇ ગયા. પ્રાચીન આર્યવર્તમાં ઉચ્ચ સ્ત્રીઓની સ્થિતિ સંસ્કારી હતી, ગાર્ગી, મૈત્રેયી વિગેરેના દૃષ્ટાંતો અતિ પ્રસિદ્ધ છે. સ્ત્રીજ સર્વ પ્રકારની ઉન્નતિના પ્રથમ પાયારૂપ છે, છતાં ત્હેને કેવા પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે, ત્હેને કયે માર્ગે દોરવામાં આવે છે, અને જીવન અને જાતિને સર્વસ્વથી ભ્રષ્ટ કરી ત્હેમની અને તેમ કરતાં સકલ સમાજની શી રીતે પાયમાલી કરવામાં આવે છે તે પણ જોઇ ગયા.

વધુ વિસ્તારની જરૂર નથી છતાં વિચાર કરતાં જણાશે કે મનુષ્ય માત્રમાં કોઇને કોઇ રીતની ધર્મ ભાવના રહેલી હોય છે. તે વિના જીવનજ કહો કે આ સંસારમાં અશક્યવત થઇ પડે છે. પણ આ ધર્મનો અર્થ કરવામાં ફેર પડે છે. આસ્તિક હો કે નાસ્તિક હો, શ્રધ્ધાળુ હો કે અશ્રધ્ધાળુ હો પ્રત્યેકને અમુક પ્રકારનું વલણ હોય છે. આ પ્રશ્નની ચર્ચા અત્રે અસ્થાને છે પણ એટલું તો સર્વ કોઇ સ્વીકારી શકે એમ છે કે સૃષ્ટિના અનાદિ ચક્રના નિયમને અનુસરે તે ધર્મ સર્વ સમંત હોઇ શકે છે. મનુષ્યોની બુધ્ધિ પરિમીત છે, ને ત્હેનાથી મોટી કોઇ અચિંત્ય શક્તિ છે, કોઇ મોટો નિયામક છે, કોઇ આ જડ જગતનો સ્રષ્ટા છે ને તે પૂજવા યોગ્ય છે આ ભાવના સર્વ આસ્તિક ધર્મોમાં રહેલી છે. જે ફેર છે તે તેના પૂજન ને વિધિમાં છે અને તે કાળે કાળે બદલાતાં ગયાં છે. વેદ એ આર્યોનું સૌથી પ્રાચીનમાં પ્રાચીન પુસ્તક છે. "वेदोऽखिलो धर्म मूलम" વેદ સર્વ ધર્મનું મૂલ છે. આર્યાવર્તમાં અનેક મતમતાંતરો પ્રચલિત છે છતાં વેદ, વેદાંત ને દર્શન શાસ્ત્રો ઉચ્ચ કોટિના ગણાય છે. "शास्त्रेण धर्म नियमः" અનુસાર સર્વ શાસ્ત્રોમાં આ ધર્મોના નિયમ દર્શાવેલા છે. ઐહિક અને આમુષ્મિક

સુખ અને કલ્યાણ માટે ધર્મ, અર્થ, કામ એ પુરૂષાર્થત્રયના અનુપાલનથી મોક્ષ પ્રાપ્તિ થાય છે. અંતિમ જીવનશ્રેય પ્રાપ્ત થાય છે. એ સર્વ શાસ્ત્રોનો ફલાદેશ છે. યજ્ઞદ્વારા પરમાત્માનું પૂજન કરવામાં આવતું. यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्मानि धर्माणि प्रथमान्यासन् ॥ પ્રથમ ધર્મ એ છે. આર્યોની સમષ્ટિ ભાવના એમાં છે. માનુષી સેવા અને પરમાત્માના પૂજનનો એ એક પ્રકાર છે. કાલાંતરે અનર્થો થતા ગયા. હિંસાનો પ્રવેશ થતો ગયો, ને ત્હેના અતિયોગથી આખરે દયા અને ક્ષમાની વૃદ્ધિ થાય એવા મતો ઉદ્દભવ્યા. બુદ્ધ, જૈન વિગેરે ધર્મોનું સ્વરૂપ આવું છે. એમાં પણ ભિન્ન ભિન્ન શાખાઓ હતી અને વાસ્તવિક રીતે આ ધર્મોમાં આજે જે પ્રકારે જીવદયાના સિદ્ધાંતો એ ધર્મને નામે પ્રવર્તેલા જોવામાં આવે છે તેટલે અંશે હતા કે કેમ એ હજી શંકા સંગ્રહે એવો પ્રશ્ન છે. કારણ એ ધર્મોના પ્રવર્તકોમાં ક્ષાત્ર તેજ પ્રકાશતું હતું. એ ધર્મો રાજ્યધર્મો પણ હતા. યજ્ઞ યાગાદિથી સ્વર્ગ પ્રાપ્તિ થાય અને ત્હેનો અનર્થ થતાં જ્યારે હિંસાઓ થવા માંડી ત્યારે જીવદયાનો દયાવાદ ઉદ્દભવતાં વેદ કાલના પાછલા ભાગમાં હિંસાદ્વારા ઇશ્વરપ્રાપ્તિની માન્યતામાંનો ઇશ્વરજ ઉડી ગયો, એટલે આ સિદ્ધાંતોમાં સૃષ્ટિ કર્ત્તા ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારવામાં આવ્યું નથી. તોપણ આ ધર્મના કોઇ કાલમાં તીર્થંકરો આદિની મૂર્તિપૂજા પ્રચારમાં આવી હતી. આ પછી કેટલેક કાલે શ્રી શંકરાચાર્ય પ્રગટયા અને તેમણે આ ધર્મોનું સંપૂર્ણ ખંડન કરી પ્રાચીન વેદ ધર્મનો પુનરૂધ્ધાર કર્યો તે એટલે સુધી કે બુધ્ધ ધર્મએ આર્યાવર્તમાંથી દેશવટો લીધો. બુધ્ધ ધર્મના સમયથીજ પરદેશી રાજ્યોના આક્રમણ શરૂ થયા હતા ને બ્રાહ્મણ ધર્મની થોડી શાંતિ અને ઉદય પછી પણ આક્રમણો ચાલુ રહયા. દેશમાં કોઇ સામ્રાજ્ય ન્હોતું. પરદેશી આક્રમણોને લીધે અંતર્વિવર્તો થતા ગયા. બ્રાહ્મણ ધર્મોની ભાવના એકેશ્વરવાદી નષ્ટ થતી ગઇ અને લોકનાં જીવન મિશ્રીત ભાવવાળાં થતાં ગયાં. બ્રાહ્મણ ધર્મના પરિવર્તનને લીધે તેમ આક્રમણને લીધે આમ અંતર્વિવર્ન થતા ગયા. ફેરફાર સૃષ્ટિનો નિયમ છે. કોઇ-

સરખી રહી શકે નહીં. મુસલ્માનોના સંસર્ગથી અનેક આચાર વિચારોમાં ફેરફાર થતા ગયા. પહેરવેશમાં અને સભ્યતાના અનેક રિવાજોમાં મુસલમાની રાજ્યવહિવટથી કેટલીક નીતિ-રીતિઓ અંગીકાર કરાયલી છે. તેવીજ રીતે અનેક માન્યતાઓમાં પણ પરસ્પર સસંર્ગવશાત ફેરફારો થયા. પ્રાચીન ધર્મોની આ સ્થિતિમાંથી મુક્ત થવા અનેક શાખાઓ નવીન ફૂટી, અને તે અરસામાં આ વલ્લભાચાર્યનો સંપ્રદાય નીકળ્યો. અર્થાત જે કાળે આવા માર્ગો ઉદભવ્યા છે તે કાળે એક રીતે આ સર્વ સુધારાજ હતા. આજની રૂઢ થયલી દ્રષ્ટિને કે સંપ્રદાયમાં રહીને જોવાની દષ્ટિને લઇને કે સત્ય જોવાની કે જાણવાની ઉપેક્ષા વૃત્તિને લીધે આ સુધારા ન લાગે પણ તે કાળે એક પંથપર અન્ય પંથ એવી રીતે ઉદભવનો ક્રમ વિચારતા આ સત્ય જણાશે. આ સર્વમાં પાછી એક વાત લક્ષિત કરવાની છે. આ સર્વ આચાર્યોએ વેદને મૂલાધાર સ્વીકારી તેને પાયારૂપ ગણવાનું સ્વીકાર્યું છે, અને તેનાપર હિંદુ-પણાનુ ને આર્યપણાનું અસ્તિત્વ સ્વીકાર્યું છે. આટલા માટે મૂળના વેદ ધર્મ સાથે આ પ્રવર્તકના તેમજ તેના અનુયાયિના જીવન ને પ્રવર્તાવેલા સિદ્ધાંતો કેટલે અંશે મળતાં આવે છે એ જોવાનું આપણને પ્રાપ્ત થાય છે.

ઉપર જોયું તેમ વેદના યજ્ઞ યાગાદિનો સર્વથા લોપ કરવામાં આવ્યો છે. વળી પરમાત્મા પ્રાપ્તિનું એક સાધન જે યોગ તેનું પણ એ માર્ગમાં કશું વિધાન નથી. પ્રાચીન આર્યોની આશ્રમ વ્યવસ્થામાં બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ ને સંન્યાસ એવા ઉત્તરોત્તર જીવનક્રમ જણાવેલા છે, અર્થાત મનુષ્યે સંસારમાં ધર્મપૂર્વક યથાવત અમુક કાલ સુધી બ્રહ્મચર્યનું પાલન કરી પછી ગૃહસ્થાશ્રમનું યથાવિધિ સેવન કરી વાનપ્રસ્થ અને તે અવસ્થામાં શાસ્ત્રોપદેશિત ધર્મ માર્ગે જીવનનું વહન કરી સંન્યાસ ગ્રહણ કરવાનું ઉપદેશવામાં આવેલું છે. આ સર્વનો મૂલોચ્છેદ કરી માત્ર ગૃહસ્થાશ્રમને પ્રાધાન્ય અર્પાયલું છે. વાનપ્રસ્થાશ્રમાદિ ઇતર આશ્રમની જરૂર નથી એમ સ્વીકારવામાં આવેલું છે. બુદ્ધ ધર્મપર એક આક્ષેપ મૂકવામાં આવે છે કે એ ધર્મમાં ભિક્ષુકોનું

એટલું બધું પ્રાબલ્ય હતું કે ગૃહસ્થાશ્રમી જીવનનું સૌન્દર્ય સર્વ તેમનાં જીવનમાંથી નષ્ટ થઇ ગયું. આમાં તેનાથી ઉલટું થયું અને માત્ર ગૃહસ્થાશ્રમનો સંગ્રહ કર્યો. સુખ દુઃખાત્મક સંસાર પ્રતિ જે વિરાગવૃત્તિ ને જ્ઞાનવૃત્તિથી સર્વ નિવારવાની જે વૃત્તિ તે આથી અટકી અને ગૃહસ્થાશ્રમના અતિ સેવનને લીધે માયાબદ્ધ જીવન જ્ઞાન ને મનોબળના અભાવને લીધે નિર્બળ, હીન, ને વધુ બદ્ધ થયાં. પાશ્વવ વૃત્તિના પોષક થયાં. એમના આચાર્યના જીવન છેક સામાન્ય મનુષ્ય જીવન જેવાંજ એટલુંજ નહિ પણ સદાચારો ધર્મ એ શાસ્ત્રના પરમ સિદ્ધાંતની અવગણના કરી વ્યભિચારોત્તેજક બન્યાં. સમસ્ત ભૂમંડળપર નીતિના અમૂક સિદ્ધાંતો શારીરિક તેમજ આત્મિક સુધારણા તેમજ વ્યવહાર માટે સામાન્ય રીતે સ્વીકારવામાં આવેલા છે તે સર્વની અવગણના થયલી વાચક વર્ગને જોવામાં આવ્યા વિના રહેશે નહી. એમ તો કોઇ કહેશે નહીં કે આ જીવનો પરમાત્માના અન્યય ભક્તિમૂલક હતા. એ પંથનું મૂલ કેન્દ્રસ્થાન ભક્તિ છે. તેના પ્રચાર માટે સર્વ પ્રયત્નો થયલા છે, પણ તેમાંયે કેવી રીતે ભુલ ભરેલે માર્ગે ભ્રમણ થયલું છે તે વિચારવાથી જણાશે. આ સંબંધમાં ઘણું તો આપણે આગલા પ્રકરણમાં જોયું છે. એમની મૂર્તિપૂજાના પ્રકાર ને સેવા વિધીના પ્રકાર કેવા અશાસ્ત્રીય છે. કોઇપણ શાસ્ત્રમાં, સ્મૃતિમાં, ગૃહ્ય સૂત્રોમાં, વેદાંતમાં, યોગદર્શનમાં કહીં પણ આ પ્રકારની સેવા જણાવવામાં આવેલી નથી. આ પ્રકારે ધાતુની મૂર્તિને વસ્ત્ર પહેરાવવાં, સૂવાડવી, બેસાડવી, ઝુલાવવી, રમાડવી, વિગેરે કોઇપણ પ્રકારનું વિધાન દર્શાવવામાં આવ્યું નથી. સૃષ્ટિકર્તા અજર, અમર, મહાનમાં મહાન, સચરાચર વિભુ પરમાત્માને આ રીતે ઝુલાવવો, રમાડવો એ માત્ર તેની દિવ્ય અચિંત્ય શક્તિનું અપમાન કરવા સરખું છે, મશ્કરી કરવા તુલ્ય છે. આપણા. સર્વ શાસ્ત્રોમાં ઇશ્વરને અમૂર્ત સ્વરૂપે વર્ણવેલો છે. જે ઇશ્વર અનંત છે તે જડ વસ્તુ અંતવાળી શી રીતે હોઇ શકે ? જે સર્વજ્ઞ સર્વ શક્તિમાન છે, તેની ધાતુની પ્રતિમા શી રીતે હોઇ શકે ? જે સકલ બ્રહ્માંડનો કર્તા છે તેને મનુષ્ય ઘડીને બનાવે એ કેટલું બધું વિપરીત છે ! વસ્તુતઃ જે શ્લોકથી ઇશ્વરના ગુણ બોલે છે તેમાં

અને આ પ્રકારના પૂજનમાં કેટલો બધો ફેર છે? કેટલાક શિક્ષિતો આ માટે આગ્રહ ધરીને અનેક અર્થ બેસાડવો પ્રયત્ન કરે છે, ને કહે છે કે નિરાકારનું ધ્યાન શી રીતે ધારી શકાય માટે સામે પ્રતિક રાખવાથી ઇશ્વર તરફ ધ્યાન થાય. પણ જે વસ્તુનું ધ્યાન ધરવાનું હોય છે તેનાથી વિરૂદ્ધ ધર્મી વસ્તુ મૂકવાથી આ હેતુ શી રીતે સફળ થતો હશે? વળી મનને જેનું ચિંતન કરવાનું હોય છે તે રૂબરૂ ન હોય તો પણ બની શકે છે. અનેક માઇલોને અંતરે રહેલા વસ્તુનું, અનેક વર્ષોપર થયલી વસ્તુનું ધ્યાન મનુષ્ય કરી શકે છે. જે આકાર રહીત છે તેને સાકાર કલ્પી શી રીતે સિધ્ધી થતી હશે એ સમજી શકાતું નથી. અર્જુન ગિતામાં કહે છે કે* મન ચંચલ છે, વાયુ જેવા વેગવાળું તે સ્થિર થવું મુસ્કેલ છે તે માટે ભગવાન કૃષ્ણ ઉત્તર આપે છે† વૈરાગ્યના અભ્યાસથી થાય છે ધ્યાનવૃત્તિની એકાગ્રતા બને છે, અને તે દ્વારા ભકત ભકિત કરી શકે છે.

આ સંબન્ધમાં સંક્ષેપમાં વિચારશીલો માટે આટલુ બસ છે, પણ એ સંબન્ધમાં બીજી બાબતને જરા સ્પર્શ કરવાની જરૂર છે. આ ભકિત તે હમેશાં નિરાકારનીજ હોવી જોઇએ એટલુંજ નહી પણ શાંત' ગંભીર, સાત્વિક મનોવૃત્તિવાળી, સ્વસ્થ ચિત્તની હોવી જોઇએ. કામપ્રધાન રજો ગુણી ભકિત સદા વિવર્જિત છે. એ ભકિતજ નથી. માત્ર આવેશ વૃત્તિની પ્રધાનતા, ઉગ્રતા ને કામુકતા છે. એથી એ પ્રકારે વિષયસેવી બનાય છે અને વિષયલોભી તે એક પ્રકારે અંધ હોય છે. ભકત હોવાનો સંભવજ નથી. આ માર્ગના પદને ગીતો જોઇ ગયા એ સર્વ શૃંગારી, તેમજ કેવલ લૌકીક શૃંગારી ને ઉન્માદિજણાશે. પ્રભુ, ભગવાન, વિભુ, પરમાત્મા, ને "છેલ છબીલો", 'છોગાળો,' 'કામણગારો,' ને 'કહાન' કહેવાથી

---

* चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ अ. ६ श्लोक ३४

† असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन च कौन्तेय वैराग्येण च गृह्यते ॥ अ. ६ श्लोक ३५

તેની અલૌકીકતા ને દિવ્યતા જતી રહે છે. પરમાત્મા શાંત સૌમ્ય સ્વરૂપે સત-ચિતને આનન્દ સ્વરૂપ છે. ઇન્દ્રિયગમ્ય લાડપણુથી તેને સોહાવવાથી તેનામાંથી અધિકતા જતી રહે છે. સામાન્ય મનુષ્ય પંકિતયે આવે છે. એમાં જે સર્વ શકિતમાન દિવ્ય સ્વરૂપ પ્રત્યે પૂજ્યવૃત્તિ ઉત્પન્ન થવી જોઇએ તે ન થતા માત્ર લૌકીક સૌન્દર્યના કોડામણા લાલન પાલનના ઉન્માદાદિ રાજસ રસવિહાર પ્રતિ ચિત્ત-વૃત્તિ આકર્ષાય છે ને વિરામે છે. ભકિતરસથી આ રસ કેવળ વિમુખ હોય છે. ઇશ્વરની અનન્ય અવ્યભિચરિત ભકિત એમાં નથી. ભકિતરસમાં શીલ ગંભીરતાને ગૌઢતા હોય છે. પ્રભુના ગુણોત્કર્ષમાં ભકતહૃદય આસિકત બને છે, મહાન તેજોમય સ્વરૂપની ઉપાસનામાં ભકતહૃદય લીન થાય છે. શુદ્ધ આનન્દ ગ્રહણ કરવા હૃદય જાગ્રત રહે છે. તેને ઠેકાણે આ શૃંગાર લીલામાં રાજસ વૈષયિક ઇન્દ્રિયજન્ય અમુક કામુકતા રહેલી હોય છે. પધરામણી ને એવે સમયે "મોહન મલપતા ઘેર આવે ને તેને "મોતીડે વધાવે" ને તેની સાથે "છાનૂ" પડતાને કેમે કરી "છાનુ" ન રહેતાં 'દુરિજન' કહેવું હોય તે કંઇ પણ જરાયે ભીતિ કે બ્હીક ન રાખે એ ભકત સ્ત્રીની રાગમયતા પ્રભુભકિતમાં પોષક નથી પણ દુષ્ટ હોઇ અનીતિવર્ધક તથા વિષયોત્પાદકજ છે. અને આવા શૃંગારી પદોથીજ આ સંપ્રદાયનું સાહિત્ય સંગીતમય સુલલિત બન્યું છે, પણ તેથી શુધ્ધ ભકિતપોષક નથી. પરમાત્માને જ્યારે આવા આવા વિશેષણોનું આરોપણ કરવામાં આવે ત્યારે શું આ વૃત્તિઓનો ભેદ તે નામમાંજ હોય તો તેના સ્વરૂપની ધારણા શિવાય નામમાં આવે કે ? વાસ્તવિક રીતે ભકિતમાં શૃંગાર આવ-સ્યક તત્વજ નથી. આત્મા ને ધ્યાન યોગથી જે પરમાત્માનું દર્શન થાય, અંત:કરણની પ્રેમમય ભકિતથી જે પરમાત્મા સાથે યોગ પામી શકાય, તે જો આવી ઇન્દ્રિયગમ્ય વૃત્તિયુકત ભાવોના ગુણાનુવાદથી બનતું હોય તો પછી ઇન્દ્રિયોમાંજ દેવપણું, ને વિષય સુખ એજ પરમ આનન્દની અવધિ ! પ્રભુની મંગલતા શુદ્ધ સ્વરૂપમાં સાધુ હૃદયને સ્ફુરે છે. આ રીતે વિચારતાં જણાશે કે આ ભકિત માર્ગ તેને અવલંબી લખાયલા કવિતો, પદો સર્વ પરમાત્મા વાચક તેમજ

શુદ્ધ ભક્તિભાવભર્યાં ભાગ્યેજ ગણાય. માણુસ લૌકીક પ્રેમ તરફ કંઇક આસકત હોવાથી સઘળે પ્રેમને શુદ્ધ પ્રેમ સમજી એક પ્રકારે અશુદ્ધની ઝાંખી કરી તેને શુદ્ધ માને છે. પરમાત્માની પ્રાર્થના કરવાની છે, સ્તુતિ કરવાની છે, ભકિત કરવાની છે, સુખ દુઃખાત્મક સંસારમાં કામ ક્રોધાદિ રિપુઓનું દમન કરવા ધર્મબળની યાચના કરવાની છે, વિકારોની પ્રબલતા ન દમે માટે નિત્ય શાસ્ત્ર જ્ઞાનને તેના ઉપદેશાનું સાર સંધ્યોપાસન કરવાના છે, પ્રભુના ગુણોત્કર્ષના ગાન કરવાના છે, પણ તેમાં આ પ્રમાણે અંધ, જ્ઞાનહીન શૃંગારી, કામુકતાવાળી ભકિત એ કદી સાધન થઇ શકે એમ નથી. આ સંપ્રદાયનું વેદાંત, તત્વજ્ઞાન શુદ્ધદ્વૈત છે, શાંકરના અદ્વૈત સામે મુખ્ય કરી એમણે અતિ નિંદાજનક રીતે આક્ષેપ કરેલા છે, શ્રી શંકરાચાર્યે અદ્વૈતવાદનું સ્થાપન કર્યું હતું. બેશક આ નામપરથી એવું અનુમાન નીકળી શકે કે તે પહેલાં દ્વૈતવાદ પ્રચલિત હશે. એકવાદ એવું નામ સહેતુક ન ગણાય કારણ એ નામ કાંતો તે એકલા જીવનું કે એકલી પ્રકૃતિનું વાચક ગણાય.

આ શિવાય એકાદ બે બાબદ વિચારવાની છે કે સ્ત્રીઓને પ્રાચીન આર્યશાસ્ત્રો સૌથી ઉંચી પદવી આપે છે. તેને પુરૂષની અર્ધાંગના તરીકે સ્વીકારવામાં આવે છે. સ્ત્રીઓ સંસાર વ્યવહારમાં ધર સૂત્ર રીત રિવાજ સર્વમાં મુખ્ય ચાલાક અંશ છે. સર્વ સંસારની ઉન્નતિનો મુખ્ય આધાર આ જનન શકિત–જનની—સ્વરૂપ–સ્ત્રીઓની સંસ્કૃતિને સુધારણાપર છે. ગાર્ગી મૈત્રેયીના નાંમો તો સુપ્રસિદ્ધ છે. બલ્કે પુરૂષો કરતાં પણ વધુ સંસ્કારની આવશ્યકતા એમને છે એમ કહીયે તો ચાલે. તો તેમને કેવા પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે તે આપણે જોઇ ગયા. સ્ત્રીઓજ બહુ ભાવકડી હોય છે, તેઓજ ભક્ત હોય છે. આ સેવા ને પ્રભુ પ્રાપ્તિના અધિકારી તેઓજ છે. કારણ શાસ્ત્રજ્ઞાન કે અક્ષરજ્ઞાનની આવશ્યકતા નથી, ધર્મચર્ચા કે ધર્મબળની જરૂર નથી, મનોબળને કેળવવાની જરૂર નથી. માત્ર આ આચાર્યોને લાલજીના પૂજન ને તેની સેવા કરવી અને એટલામાંજ તેમનો ઉદ્ધાર થાય છે. વળી તેમની આ ભકિત કેવા પ્રકારની હોય છે, એનું તે

દિગ્દર્શન કરી ગયા છે. છતાં એ બિચારી અજ્ઞાન સ્ત્રીઓ તો આ પ્રકારના વ્યવહારમાં એકમેકમાં સ્પર્ધા કરે છે. હે! પ્રભુ શી અજ્ઞાનતા! આ જોખમદારીમાંથી પુરૂષવર્ગ શી રીતે ટળી શકે?

## ધર્મની ઉદાર વ્યાપકતા.

ધર્મ અને તેના સ્વરૂપ સંબન્ધી કેટલુંક વિવેચન આપણે ઉપર કરી ગયા પણ સામાન્ય રીતે વિચારીશું તો જણાશે કે ધર્મ એ પ્રત્યેક મનુષ્યના આત્માનો વિશય છે. એને આત્મા સાથે સંબન્ધ છે. એ કોઇપણ મનુષ્ય શાસ્ત્રીય, તત્વજ્ઞાન, કે સૃષ્ટિક્રમના નિયમાનુસાર, નીતિના સિદ્ધાંતાનુસાર, સદાચરણયુક્ત પાળે તેનો છે. માત્ર મતમાં, સંપ્રદાયમાં, અમુક મર્યાદાના નિયમો સ્વીકારવાથી ધર્મ બનતો નથી. ધર્મ એ આત્મ સાક્ષાત્કારતાનો વિષય છે. એ અખિલ, વિશ્વવ્યાપક, જ્યાં જ્યાં પરમાત્માનું રાજ્ય છે ત્યાં ત્યાં સર્વ માટે, જે કોઇ પાળે તેને માટે હોય. શાસ્ત્રાનુ-સાર ને તાત્વિક વિચાર અને વર્તનની મર્યાદા શિવાય એને સ્થળ કે સમયની મર્યાદા લાગતી નથી. એને નાત જાત સ્ત્રી પુરૂષ એવા વ્યક્તિગત ભેદો નથી. એ ઉદાર છે. એનું સ્વરૂપ અબાધિત એવું વ્યાપક છે. આ શિવાય જે મર્યાદાઓ ધર્મને નામે મૂકવામાં આવે તે અયુક્ત છે. નભી શકવી મુશ્કેલ થઇ પડે છે. પ્રાચીન આર્યોના વર્ણ વિભાગને આની સાથે ખાસ વિશેષ સંબંધ નથી. એ સાંસા-રિક બંધારણ ભિન્ન ભિન્ન કર્તવ્યોને લઇને છે. સંસારનું ક્રમણુ વ્યવસ્થિત રહેવાને એ વર્ણવિભાગ સંસારના બંધારણની વ્યવસ્થા લક્ષે છે. બાકી ધર્મ તો કોઇપણ પાળે તેનો બની શકે. પ્રાચીન કાળમાં આમજ હતું. ભોજનવ્યવહાર વિગેરેની છૂટ હતી. પરદેશીના આક્રમણ પછીજ આ સંબન્ધો સંકુચિત થયલા. વાલ્મિકી, વ્યાસ વિગેરે શુદ્ર હતા છતાં આચાર્યપદ જ્ઞાને કરી પામ્યા હતા. વ્યાસની માતા માછણ હતી. અર્જુન નાગ જાતિની કન્યા ઉલુપી સાથે પરણ્યો હતો. જેનામાં જે ગુણ નથી, જેનામાં જે કર્તવ્યો નથી તેને તેવું માનવું એ અજ્ઞાનતાજ કહેવાય. આજ કોઇપણ મનુષ્ય ધર્મજ્ઞાન પ્રાપ્ત કરી શકે. ધારો તે મુજબ વર્તન રાખે,

તે તત્વાભ્યાસી હોય, યોગાભ્યાસી બને તો તે કલ્યાણ પ્રાપ્ત કરી શકે. તેમ બ્રાહ્મણ જીંદગીભર રસોયાપણું કરે, શુદ્રપણું કરે, સેવા કરે, દુરાચારી હોય, અક્ષરજ્ઞાન વગરનો નિરક્ષર હોય તો જન્મથી પ્રભુ પ્રાપ્તિ લખાવી લાગ્યો એ કહેવું મૂર્ખતા ભર્યું છે. આમાં દુરાગ્રહ કરનારા અજ્ઞાન નથી હોતા તો સ્વાર્થી કે લોક કીર્તિની કામનાવાળા બહુ ભાગે હોય. સાદી અક્કલનું કામ છે, પ્રાચીન કાલમાં તે મુજબ ન હતું.

આ પ્રાચીન કાળ પછીના ધર્માચાર્યોના પ્રયત્નો પણ એજ દિશાના હતા. તેઓ પણ વ્યવહરિત ગણુતા હતા. રામાનંદ હિંદુ હતો. તેનો શિષ્ય ને કબીર પંથનો સ્થાપક કબીર મુસલમાન હતો. નાનકે પણ મુસલમાનનો સ્વીકાર કર્યો હતો. શિવાજીના સમયમાં પણ આવા પ્રયત્નો થયા હતા. તુકારામ, રામદાસ, નામદેવ ઇત્યાદિ સંતોને જાતિ નડી ન્હોતી, ને ઘણાક ભકતો સુધ્ધાં શુદ્ર હતા.

## શ્રી વલ્લભાચાર્યની ઉદારતા.

પણ એ બધું છોડી આ સંપ્રદાયમાં કયાં સુધી આદિ ધર્મગુરૂઓએ ઉદારતા બતાવી હતી તે જોઇશું. આ વાત એમની વાર્તાઓના પુસ્તકો વાંચવાથી સ્પષ્ટ સ્હમજાશે. એ વાર્તાઓ કે તે પુસ્તકો અપ્રમાણિક છે એવું કોઇ પણ એ ધર્મના અનુયાયિએ હજી કહ્યું નથી. "૨૫૨ વૈષ્ણવોની વાર્તા"માં ૨૩ મી વાર્તામાં **બાદશાહ અકબર**, બીરબલની પાછળ **છુપે વેશે** દર્શન કરવા ગયલો. ગોસાંઇજીએ મ્લેચ્છથી મંદિર ભ્રષ્ટ થવાને ઠેકાણે મહા પ્રસાદ બાદશાહને માટે મોકલ્યો હતો.

૩૩ મી વાર્તામાં અલિખાનની જે જાતે પઠાણ હતો તેની પુત્રી સાથે શ્રી **નાથજી સ્વયં** નૃત્ય **કરતા**! ૯૧ મી વાર્તામાં પ્રખ્યાત ગવૈયા "**તાનસેનને** ગોસાંઇજીએ શરણ લીધા હતા" અને યવન છતાં દૈવી જીવ જાણી નામ નિવેદન કરાવેલું. વળી મયા કે મેહા ઢીમર અસ્પર્શ્ય જાતિનો શુદ્ર હતો તેને શરણ લીધેલાનું આપણે આગળના પ્રકરણમાં જોઇ આવ્યા છીએ. આ રીતે અનેક દૃષ્ટાંતો જડે છે.

રસખાન પઠાણના શૃંગાર ગીત ગવાય છે, ભગવાન શંકરનો નિંદક તે મુસલ્માનોના સ્વીકાર કરે એ વિલક્ષણુતા વિચારવા જેવી છે,

અને આજના બ્રાહ્મણો માટે તો ખાસ. બ્રાહ્મણો શાંકર સિદ્ધાંતી છે, પણ અનેક કારણોને લઇને વલ્લભાચાર્યના અનુયાયી કોઇક બનેલા છે, આમાં ઉદર નિમીત્તે ઘણું કરવું પડે છે. મુખ્ય કારણ આજ છે, બાકી સિદ્ધાંત દૃષ્ટિએ શંકરનું ખંડન વલ્લભ જેવું કોઇએ કર્યું નથી. છતાં મુસલ્માનનો અંગીકાર થયો છે. ગુસાંઇજીનો તો આગ્રહ હતો કે રોજે એક વૈષ્ણવ નવો કરવો. નહીંતો પછી પશુ પક્ષી જે મળે તેને વૈષ્ણવ કરવું. વધુ શું કામ ?. ભાટિઆઓ કે જેઓ એમના ખાસ સેવક છે, જેઓએ એમની સેવામાં અઢળક દ્રવ્ય સમર્પણ કર્યું છે, જેઓનાપર એમણે જુલમ ગુજારવામાં બાકી નથી રાખ્યો, તે ભાટીઆઓ સાંભળવા પ્રમાણે જોકે ક્ષત્રીઓ હતા છતાં એઓએ શું કહ્યું છે તે વાંચો.

તા૦ ૪ સપટેંબર ૧૮૮૧ નાં સુપ્રસિદ્ધ 'ગુજરાતી' છાપામાં લાલમનજીના પૌત્ર વલ્લભલાલાની સ્ત્રીની દશાની ક્રીયા કરવા ટાણે ઘણા મહારાજો એકઠા થયા હતા ત્યાં થએલી વાત ચીત" એ શીર્ષક હેઠળ નીચલી વાત તમારા વિષે છપાઇ હતી:—

"નરશીંગલાલે કહ્યું કે આપણા વર્ગ ઉપર વ્યભીચાર દોષ "મુકવામાં આવે છે તેથી આપણા સંપ્રદાયને ઘણું હલકું લાગે છે "તથા બીજા વિદ્વાન્ વર્ગમાં આપણે નિંદાને પાત્ર થઇએ છિએ. "માટે તે વિષે આપણામાં બંદોબસ્ત થાય તો સારૂં. તે ઉપરથી "આ મહારાજોના મંડળમાંથી એક મહારાજ બોલ્યો ભાટી- "આઓ જાતેકોણ છે તે તમને ખબર નહિં હશે તો "અમે કહીએ છિએ તે તમો સાંભળો ભાટીઆઓ જેશલ- "કે આ વાત વિશેષે કરી ભાટીઆઓ તરફથી ચર્ચાં છે પણ "મેરમાં હતા ત્યારે ત્યાંના રાજા અને સરદારોમાં ગોલા (ગુલામો) "નું કામ કરતા હતા, અને પોતાના ધણીને ઠાકોરજી કરી કહેતા "હતા. તેઓએ જેશલમેર મુકયા પછી આપણી ગુલામગીરી સ્વીકારી "અને પોતાનું તન મન અને ધન આપણને અર્પણ કર્યું, અને "તેઓના કુલાચાર પ્રમાણે આપણને ઠાકોરજી કહેવા લાગ્યા. રજ- "વાડામાં જે લોકો ગોલા હોય છે તેઓની સ્ત્રીઓ પોતાના ઠાકોરો "તથા તેઓના મુખ્ય ચાકરો સાથે વ્યભિચારાદિ કર્મ કરી તેમને "પ્રસન્ન કરે છે. તે સ્ત્રીઓના ભાઇ બાપ અને ધણી તેઓના "નામથી ઓળખાય છે તથા તેજ સ્ત્રીના માનથી તે રાજ્યમાં

"માનીતા ગણાય છે. તેજ પ્રમાણે જેસલમેરી ભાટીઆઓ આપણી
"સાથે પણ વર્તે છે. તેઓની સ્ત્રીઓ એકલા આપણા વર્ગ સાથેજ
"નહિં પણ આપણા ભીતરીઆ મુખીગા, જલગરીઆ, અને ખવાસે,
"સાથે પણ વ્યભિચાર કરવામાં પાછળ રહી નથી, અને તે સર્વે
"હકીકતો તેઓના ધણીઓ જાણે છે તે છતાં પણ તેઓને તેથી
"કાંઇ ગુસ્સો લાગતો નથી તથા પોતાની આબરૂની હાનિ થતી
"હોય એમ પણ તેઓ સમજતા નથી; પણ ઉલટું જેમ જેમ વ્ય-
"ભિચારની વાતો જાહેરમાં આવતી જાય છે તેમ તેઓ આપણને
"વધારે ચહાય છે, આપણને વધારે દ્રવ્ય આપે છે અને આપણા
"વૈભવને માટે તન મન અને ધનથી સહાયતા કરે છે. જો તમે
"કહો છો તે પ્રમાણે તેઓ દુઃખી હોય તો તેઓ આટલું કદી
"સહન કરી શકત નહિ, પણ તેઓ જગતના ભોલા છે તેથી તેઓ
"ભોલાના ધર્મ પ્રમાણે વર્તે છે. તેથી એ વાત સારૂ ચર્ચા કરવી
"ફોકટ છે, પણ આપણા વર્ગમાં માંહોમાંહે વ્યભિચાર ઘણો
"વધી ગયો છે તેનો બદોબસ્ત કરવાની વાત ચલાવશો તો તેને
અમે મળતા થઇશું. આવી વાત સાંભળીને બીજા મહારાજ
"પણ તેને મળતા થયા અને ત્યાંના આખા મંડળમાં માત્ર નર-
"સિંગલાલ એકલા જુદા વિચારના હોવાથી મુંગા રહ્યા."

આ સ્થળે આ માત્ર પતિતોને વ્યવહારિત ને પવિત્ર ગણવા કેવા વિચારો પ્રવર્તન હતા તેને અવલંબા આટલું લખ્યું છે. વધુ દ્દષ્ટાંત આપવાની જરૂર નથી. આના સ્પષ્ટ ઉત્તર કોઇથી અપાયા નથી. છતાં આજે આ ઉદારતાવાળાજ કેમ સૌથી સંકુચિત હૃદયના હશે. જ્ઞાન કોઇનો ઇજારો નથી, એ કોઇ એકનું બને નહીં. એનું સ્વરૂપ વિશાળ છે. ખુદ પરમાત્માનું સ્વરૂપ છે, અધિકાર ભેદ હોઇ શકે છે, પણ તેમાં કેવી અવ્યવસ્થા છે તે જણાવવા આટલું વિવેચન કર્યું છે. બાકી

यथेमां वाचं कल्याणी मावदानि जनेभ्यः ।
ब्रह्मराजन्याभ्या ᳪ शूद्राय चार्याय च स्वाय चारणाय ॥

અર્થ—પરમેશ્વર કહે છે કે આ મારી કલ્યાણ રૂપવાણી જે વેદ તે જન માત્રને સંભળાવવી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, શુદ્ર અને તેથી પણ હલકાને સંભળાવવી, એટલુંજ નહિ પણ પોતાનાં દુસ્મનને પણ આ વાણી સંભળાવવી.

પ્રભુ સર્વને આ સારાસારની તુલના કરવાની શકિત આપો અને સદ્દબુદ્ધિ ઇષ્ટફલદાતા થાવ. અસ્તુ.